# પાપનો પશ્ચાતાપ.

અને

## બીજી વારતાઓ.

હીલપ્રેશ.

"નવરંગ"ના ચોથાં સાલની ભેટ.

# પાપનો પશ્ચાતાપ.

અને

## બીજી વારતાઓ.

ઇંગ્રેજી ઉપરથી.

લખનાર:—રતનશાહ ફરદુનજી દેશાઇ.

("દિલખુશ")

આ પુસ્તક નં. ૭૫, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધ્યે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ"માં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને ત્યાંથીજ પ્રગટ કર્યું છે.



ઈ. સ. ૧૯૧૯. કીમત રૂ. ૧॥

# એક જરૂરી દીલગીરી.

અમો દીલગીર છીએ. અમો અતિ ઘણાં દીલગીરી છીએ કે આ ચોપડી પ્રગટ થતાં આટલી મોટી ઢીલ થવા પામી છે. એમ ન થતે, પણ અનેક અનિવાર્ય અડચણો એકેક પછી અનધારી નીકલી આવવાથી તે એટલી બધી મોડી થઈ છે.

અમારા એક આગેવાન લેખક બીરાદરની કલમથી લખાએલી ટુંકી વાર્તાઓની આ ચોપડી અમારા મેહેરબાંન ઘરાકોને ભેટ તરીકે નજર કરતાં અમને ખાત્રી છે કે તે તેઓની સાંમન્ય પસંદગી પામશે. ભાઈ દીલખુશ વરસોના એક લખનાર છે, અને ખાસ કરીને ટુંકી વાર્તાઓ લખવામાં એઓએ વીશેષ નામ કાઢયું છે, એટલે એ વાર્તાઓની સીફારસમાં અમો તરફનું કાંઇ લખાએલું યા નહિ લખાએલું બધું સરખુંજ છે. એ ભાઈ એક ઘણાંજ એકમાંર્ગી લખનાર છે. વરસો થયાં એઓ લખે છે છતાં 'બારા કોસકા માંડવ' જેવી એકબી લાંબી ટુંકી એઓએ આજ તુલીક કરી નથી, તેઓ જે કાંઈ થોડું ઘણું બની શકતું કરે છે તે માત્ર એમના સાહીત્ય પ્રત્યેના અથાક શૅાકનેજ આભારી છે.

આ વરસની ભેટની ચોપડીમાં પોતાની ફાંકડી ટુંકી વાર્તાઓથી આવી કીસમે મદદ થઈ પડવા વાસ્તે અમો એ ભાઈનાં ઘણાં આભારી છીએ.

૨૦-૨-૧૮. } અરદેશર ખ. દેશાઇ.

# બે બોલ.

"દીલખુશ" તખલ્લુસ મજાહનો દીલખુશ છે, અને એ તખલ્લુસ સાથે ગુજરાતી વાંચનારી ખાસ કરીને પારસી ગુજરાતી વાચનારી આલમમાં આ આગમચ પુરતા જાણીતા થઇ ચુકેલા લેખક મી૦ રતનજી ફ. દેશાઇની આજે નવી અને પેહલીજ કીતાબ બાહેર પડે છે તેમાં એકાદ Foreword (માહરી તરફની પ્રસતાવના) લખવાને મને અરજ કરવામાં આવી છે. હું પોતે અલબત, એ ધારણનો હીમાએતી નથી. હું એમાં માનતોજ નથી. એક પુસ્તકની પ્રસ્તાવનામાં એક લેખક પોતે પોતાને લગતું વધારે સારી રીતે કહી અને સમજાવી શકે, અને એવા Foreword બીજાઓ કને લખાવ્યાથી નવા લેખકો તરીપાર શું ઉતરી જતા હશે તે મને સમજ પડતી નથી, એટલા માટે મેં હાથ જોડીને ઘણીએ ના કહી, પણ દેશાઇરાજ સમજ્યા નહીં. એવણ નોશાકરા છે, ને નોશાકરા સાહેબો "જીદનાં ઝાલાં" હોયાની વાત તો કેહેવતરૂપ મહશુર છે.

મગર એ માહરા નોશાકરા મિત્રના એક લેખક તરીકેના ઉમંગ માટે મને ઘણાં ખરાં દીલનું માન છે, ને થોડી ઘણી લખવાની હથોટી હાથ ચઢી હોય તો પછી એવો ઉમંગ ભવિશની અચુક ફતેહની ચાવીજ સમજવાની છે! ભાઇ દીલખુશ પોતાના એ તખલ્લુસથી આ આગમચ ઘણા જાણીતા છે, કેમકે તેવણ ઠેઠ ૧૯૦૭ ના સાલથી જાહેરમાં

લખતા થએલા છે, અને તેવણુના લેખો મુંબાઇનાં દરેક પારસી ચોપાન્યાંવાલા સાહેબો હોંસે હોંસે છાપે છે. વળી ખુશ થવાનું એ છે કે એ માહરા મિત્ર સાહીત્ય વાસ્તેની પોતાની એ અજબ જેવી શોખની સેવામાં લગભગ "સબ અંદરકે વેપારી" છે. એવણુ વારતાઓ ઘણી મજાહની લખી જાણે છે, કે જેનો આ પુસ્તક એક આયનો છે, અને વળી તે ઉપરાંત રમુજી ટાહુકા ટુચકા અને હસાવાના સ્કેચ લખવામાં પણ એ ભાઈ ખાંડયા જાએ એમ નથી. વળી એવણુ ઓછા વધતા કાચા પાકકા કવી પણ છે!! કવિતાઓ કરવાનો એમનો ઉમંગ અને શોખ ઘણો છે, ને તે ઘણી હદ સુધી ખરો અને વાજબી છે, કેમકે એ માટેના પોતાના પરીશ્રમમાં એ ભાઈ વરસ દર વરસ ઘણો ઝડફી સુધારો બતાવે છે. હું, વાંચનારાં સાહેબો જાણતાં હશે તેમ, ઘણો સુગાંતરો, અને જે આવ્યું તે ભલે આવ્યું કરીને બધાજ મને મોકલવામાં આવતા લેખ માહરાં એકાંત "ફુરસદ" માં છાપી પ્રગટ કરતો નથી, પણ ભાઇ દીલખુશ માહરી ગરીબડી કટારોમાં પણ અવારનવારનો ઘણો આવકાર પામે છે, ને એમની વારતાઓ ને કવિતાઓ ઘણો દેખાવ દેતી રહે છે તેજ એમનાં સન્માનમાં અત્રે આ થોડીક લીટીઓ, માહરી અદના ગીરોની, લખી આપવા વાસ્તેનું વાસ્તવિકપણું એ તકરાર પુરવાર કરશે.

પણ મને ભય છે કે હજી એ ભાઇનું લખાણ જરા નબળું છે--જો કે મસલ મહશુર છે કે "એ તો લખતાં લહીઓ થાએ!" વારતાઓનાં એમનાં Selections હું ખરાં દીલથી માનું છું કે બહુ મજાહનાં થાએ છે, ને હું પ્રમાણીકપણે માનું છું કે એ દીશામાં ફ-તેહનું પેહેલું ને સઉથી અગતનું પગડયું છે. જોડણીબી થોડીક હજી નરમ નરમ છે, પણ એ ભાઇના આવા ઉમંગ સાથે નજદીકના ભવિશમાં આયંદા એ સઘળું જરૂર ગરમ ગરમ થશે એમ માનવાને મને ઘણી ઉમેદ રહે છે, અને ત્યારે એવા એક ઉમંગી મિત્રની યોગ્ય સીફારશમાં આ થોડીક લીટીઓ લખવાનો મને પ્રસંગ થવા સારૂ હું ઘણો ખુશી છું.

ફ્રીઅર રોડ, કોટ,
મુંબઇ, તા૦ ૧૦-૨-૧૫.

બ. ન. કાબરાજી.



# દીબાચો.

શુક્ર તે બારે હકતાલાનો, કે આજ રોજે હું મારી નાકેસ કલમનું પેહલું પુસ્તક બાહાર પાડવાને ભાગ્યશાળી થયો છું.

આજ બાર વરસ થયાં મારાં વ્હાલાં 'ગપસપ'ની મેહરબાનીથી ઉ-તેજન પામીને મેં સાહિત્યના સાગરમાં ઝીપલાવ્યું હતુ અને ત્યાર બાદ મારાં ખરાં નામે તથા 'દિલખુશ' ના તખલ્લુસ હેઠળ મુંબઇના લગભગ દરેક માસીકો તથા પેપરોમાં વાર્તા, સ્કેચ, નિબંધ, કવેત વિગેરે લખી વાંચનારાંઓની જે થોડી ઘણી પ્રશંસા મેળવી છે તે માટે હું તે માસીક તથા પેપરોના માલેકો અને અધીપતીઓનોજ આભારી છું.

મારાં અદના લખાણો વાંચનારાં સાહેબો સેહલથી જોઈ શકશે કે, શું ત્રેજીક કે શું કૉમીક લખાણોમાં પણ નશીહત રૂપી બોધ ઘટતે ઠેકાણે આપવાને હું ચુકતો નથી. આ ન્હાની ચોપડી મારાં વ્હાલાં મરહુમ માત પીતાને તેઓના અમો પ્રત્યેના અથાગ હેતની ઇધાનીમાં ભીણી આંખોથી અર્પણ કરવાનો મેં શોકાતુર સંતોષ મેળવ્યો છે.

વળી, મારા માનવંત વડીલ મીત્ર શેઠ બ. ન. કાબરાજીએ મેહેરબાનીની રાહે આ ચોપડી વાસ્તે બે બોલ લખીને તથા મારા વ્હાલા ભાઈ અરદેશર ખુરશેદજી દેશાઇએ પોતાના "નવરંગ" માસિક મારફતે મને બહાર પડવાની ટક આપવા માટે, એ બન્ને સાહેબોનો હું આ ટકે દીલોજાનથી આભાર માનું છું.

છેવત, આ ચોપડીમાંની વાર્તાઓનું તોળ કરવાનું વ્હાલાં વાંચનારાંઓનીજ મુનસફી ઉપર સોંપી આ ટુંક દીબાચો ખતમ કરૂં છું.

૧૫--૨--૧૯ દુવાગો સેવક, "દીલખુશ."

અઝીઝ! ચાહે લાખો દુઃખો પડજો, પણ ન-કોઈના માબાપ મરજો!

# અર્પણ.

મારાં મરહુમ વહાલાં માતાજી જાઇજી તથા પીતાજી

ફરદુનશાહ દાદીબા દેશાઇ.

ને

તેઓની અમો પ્રત્યેની અઠાગ દીલસોજ

લાગણી અને પવિત્ર પ્રેમની અશો

યાદમાં આ ચોપડી ઉપકારના ઉભરા

અને અંતકરણપુર્વક માનની

લાગણી સાથે તેઓના અશો

આત્માને શાંતી ચાહતાં

માનપુર્વક અર્પણ

કરૂં છું.

૧૫--૨--૧૯. કર્તા.

# સાકળ્યુ.



દુવાગો સેવક, દીલખુશ.

'દોલખુશ' કૃત.

# પાપનો પશ્ચાતાપ

અને

# બીજી વાર્તાઓ.

## વાર્તા પેહેલી

## પાપનો પશ્ચાતાપ.

તોમ આરચર જે મેસર્સ. હારલી બ્રધર્સને ત્યાં બાર્સવેલ ખાતે લાંબા વખતનો અને પ્રમાણીક કેશીઅર હતો તે બીડી ફુકતો વિચાર કરતો બેઠો હતો. તેની ઑફીસના એક ભાગ્યા મી૦ જોન હારલીએ ગઇ કાલે કેટલાક ચોપડા તેની પાસેથી લઇ પોતાના રૂમમાં જઇ તપાસ્યા હતા અને સાંજે વળી તેણે એક અંજાણા ગ્રહસ્થ સાથે બંધ બારણે વાતચીત પણ કીધી હતી. સાંજે ઘેર આવતાં તેણે તે અંજાણાને ડીટેકટીવ ખાતાંના એક માણુસ તરીકે ઓળખ્યો,

તોપણ તેણે તે બાબદની કંઇજ દરકાર કીધી નહીં. પણ હાલ એકલો પડતાં તે એ બાબદ વીશે વિચાર કરતો હતો. જેમ તે વિચાર કરતો તેમ વધુને વધુ ગુંચવાતો હતો. તેણે પોતાના શેઠોને આ લાંબી નોકરીમાં પુર્ણ સંતોષ આપ્યો હતો અને તેઓનોબી તેનામાં પુર્ણ ભરૂસો હતો. તેણે વિશ્વાસઘાત જેવું કંઇજ કર્યું ન હતું. તેને એક વિચાર આવ્યો પણ તરત તેને હસી કાઢયો, પણ તોબી તે બેચેનજ રહયો. ઓફીસમાં ફરીથી જઇ ચોપડા તપાસવા મન થવાથી તે ત્યાં ગયો. ચોપડા તપાસતાં તેને માલમ પડયું કે એક રકમ તેમા નવી ઉમેરેલી અને ચોપડામાં જબરો ઘોંતાળો વળેલો હતો. પણ તે કીધો કોણે? તેણે પોતે તો નહીંજ. તે નિર્દોષ હતો. લાંબો વખત સુધી તેણે બધું ગણી જોયું. ૩૦૦૦ પૌંડ ખુટતા હતા. તે આથી પરસેવે ગરકાવ થઇ ગયો. ખુદા સાહેદ છે કે તે તદન નિર્દોષ હતો પણ તે માનશે કોણ? તે અશાંત જીગરે ઘેર પાછો ફર્યો. આખી રાત તેને ઉંઘ આવી નહીં. બીજે દીને ગુરૂવાર હતો અને તે લડન જવાનો અઠવાડીક દીવસ હતો. તેણે કેટલાંક જુના કપડાં સાથ પૉર્ટમેંન્ટો પેક કર્યો. ઑફીસમાં બધું અસલ પ્રમાણેજ હતું. તે મેટ્રોપોલશ ખાતે અઠવાડીક ફેરીએ ધારા મુજબ ફરવા નીકળ્યો ત્યારે તેના શેઠે કંઇકબી ટીકા કરી નહીં.

જે એક્ષપ્રેસમાં તે મુસાફરી કરતો હતો તે ઍડરલીયાના અંધારા જંગલો આગળ 'એડરલીયા પુલ' આવતાં ઘણીજ ધીમી પડી જતી હતી. તે ત્રેનની ઝડપ ધીમી થતાંજ એક દબ્બાનું બારણુ ઉઘડયુ, એક કોઠલો બહાર ફેંકાયો અને તેની પુઠેજ એક માણસ થોડુંક ટીંગાઇને કુદી પડયો. તેણે તે કોઠલો લીધો અને વગર ધારતીએ એડરલીયાના જંગલો તરફ ચાલવા માડયું.

૨

ઇંઠલ કેલ્હામનો સ્વભાવ બહુજ કજીયાખોર હતો. તેણી પોતાની સાવકી મા સાથે લડતી હતી. "હું સર જોન રોડરને કદી પરણીશ નહીં. મેં તેને પોતે એમ કહયું છે અને તે એક ગ્રહસ્થ માટે પુરતું છે. પણ તેણે પોતાના માટે તમોને એજંટ તરીકે રોકયાં હોય તો ભલે. અત્રે તમે મારી જીંદગી તદન કંગાલ બનાવી છે. મારા પપાની મીલકતના પાંચસો પૌંડ તમારા પર લેહણા છે તેમાંથી માત્ર મને પચાસજ પૌંડ આપો અને આ ઘર હું સદાનું છોડી જઇશ." મી૦ કેલ્હામ આ પોતાની બેટીને એક સાવકી માને આસરે છોડીને મરી ગયો હતો. ઇઠલ ખર્ચનો બોજો ઓછો કરવા રાત્રે ટાઇપીસ્ટ તરીકે કામ કરતી હતી. તેઓના કોઇ મીત્ર હતા નહીં, સિવાય સર જોન રોડર જે બુઢ્ઢો હતો ને કંઈ ભલો માણસ તો નજ હતો. ઇઠલની ખુબસુરતીએ તેના પર અસર કરી હતી. જ્યારે મીસીસ કેલ્હામ લેડી રોદરની સાવકી માતા તરીકે માન મેળવવા માટે ઇઠલને સર જોનને પરણવા દબાણ કરતી હતી. પણ ઇઠલના તડ ને ફડ જવાબથી તેણીની બધી આશાઓ મરી ગઇ. તેણી ઘણીજ ગુસ્સે થઇ, પણ કરે શું ? વળી, અધુરામાં પૂરૂં ઇઠલ જે પેહડીમાં કામ કરતી હતી તે પેહડી ભાંગી પડી હતી એટલે તેણીબી તદનજ ઘર બેઠી હતી, પણ ઇઠલને માત્ર પચાસ પૌંડ આપી સદાની કાસલ પતાવા તેણી બેહદ ખુશી થઇ.

બીજી સહવારે ઇઠલને પોતાની મેજ પરથી પચાસ પૌંડ બીડેલું કવર મળ્યું, તે લઇ એકબી શબ્દ કેહવા વગર તેણી સદાનું ઘર છોડી ગઈ.

સારે નસીબે તે દીવસ ગુરૂવારનોજ હતો કે જે દીવસ તેણીનો વ્હાલો તોમ આરચર તે શહેરમાં આવનાર હતો. તે તેણીને પરણવા લાંબા વખતથી આતુર હતો અને હાલ જયારે તેણે સમજયું કે મીત્રો તેમજ ઘરબાર વિનાની થઇ છે ત્યારે તેને લાગ્યું કે તે તેણીની મરજી પુછે અને તેણી કબુલ કરે તો લગન કરીને બાર્સવેલમાંજ ઘર માંડી રહે જેથી તે ત્યાં આવતી ત્રેનમાં આવતો હતો. જેથી ભવિષ્યની આશાઓ સાથે તેણી હર્ષીત હૈડે પોતાના વ્હાલાને ભેટવા વૉતરલુના સ્ટેશન પર બેઠી કે જયારે તેણીની પાછળ બે માણુસોને નીચલી વાતો કરતાં તેણીએ જોયાજ નહીં.

"તમોને ખાત્રી છે કે આપણો શીકાર આવજ ત્રેનમાં અત્રે આવશે?" એકે પુછ્યું,

"હા, બાર્સવેલ પોલીશે તેને ઉપડતાં જોયો છે અને એકદમ તાર કર્યો છે. તેના શેઠો વધુ ગડબડ કરવા માગતા નથી તેથીજ તેને બાર્સવેલ પોલીસે અત્રેજ પકડાવા માટે આવવા દીધો છે. તે પાંચ વરસના સખત કેદની સજામાંથી તો છટકવાનો નથીજ." બીજાએ જવાબ કર્યો. આ વાત ચાલે છે તેટલાં તાર ઑફીસમાંથી નીચલી ખબર બહાર પડી.

**"ભયંકર અકસમાત. ઍડરલીયા પુલ ભાંગી ગયો. સર્વ ડુબી મુવાં."**

આ ભયંકર ખબર મ્રેડલને કાને ગઇ જેથી તે બેબાકલી બની ગઇ.

બીજી સહવારે પોતાના હોટલમાં એ બનાવની બધી ખબર તેણીએ પેપરમાં વાંચી જેમાં કેવી રીતે તોમ પોતાના શેઠો સાથ

ઠગાઇ કરીને નાઠો, કેવી રીતે ડીટેકટીવોએ તેની પુઠ પકડી, કેવી રીતે એડરલીયા બ્રીડજ ભાંગ્યો ને કેવી રીતે આખી ટ્રેન તોમની સાથે અંદર ગરકાવ ગઇ વીગેરે વીગતો હતી. પોતાના પ્યારા માટે ફોકટ વિલાપ કરવા કરતાં તેની આબરૂ પરનો દાઘ ધોઇ નાખવાનો તેણીએ વીચાર કર્યો.

તેણીના સુભાગ્યે તેણીએ એક દીવસે પેપરમાં "હારલી બ્રધર્સ"નીજ એક બાનુ ટાઇપીસ્ટ માટેની જાહેરખબર જોઇને અરજી કરી.

આ પેઢીના સ્થાપક જોન અને ચાર્લસ હારલી હતા કે જે પેઢીમાંજ તોમ કેશીયર હતો. જોન કુંવારો હતો જ્યારે ચાર્લસ મરી ગયો હતો અને પોતાની પાછળ એક આરથર નામે છોકરો મુકી ગયો હતો, જે ભવીષ્યમાં આખી પેઢીનો માલેક થનાર હતો. જોનથી બુઢાપાના સબબે વધુ કામ ન થવાથી તેના પત્રવહેવાર માટે એક ટાઇપીસ્ટની જરૂર પડવાથી જાહેર ખબર છપાવી હતી.

ઇઠલ તેને રૂબરૂમાં મળી અને તેણીના ખેંચાણકારક અને હુશીયાર દેખાવ ઉપરથી તે જગા તેણીનેજ મળી. તેણીએ જોયું કે સઘળા ઓરીસ સ્ટાફમાં એજ વાત ચાલતી હતી કે આટલા લાંબા વખતનો પ્રમાણીક અને વીશવાસુ કેશીયર દીયાનત બગાડીને ૩૦૦૦ પોંડનો વીસ્વાસઘાત કરશે એમ કોણે ધાર્યું હતું ? તેઓ નિખાલસપણે વાતો કરતા હતા, પણ બે નાજુક કાનો તે વાત ખુબ ધ્યાનથી સાંભલતા હતા. તેણી ગંભીર છતાં સર્વ સાથે જલદીથીજ મળી ગઇ અને જ્યાં સુધી ખરો ચોર મલે નહી, ત્યાં સુધી ત્યાંજ રહીને તપાસ જારી રાખવા તેણીએ મકકમ ઠરાવ કર્યો. તેણીએ નકકી માન્યું કે ખરો ચોર તેણીનો પ્યારો તોમ હોયજ નથી. તેણીના

ધારવા કરતાં તેણીની નોકરી બહુજ કઠણ હતી. અઠવાડીયાંઓ પછી મહીનાઓ વહી ગયા પણ ઇઠલને ખરા ચોરની કંઇજ ભાલ મળી નહી.

૩.

ઇઠલને નોકરીમાં રહેવાને એક વરસ થયું કે બુઢ્ઢો જોન એકાએક મરી ગયો. પાયદસ્તની બીજે દીવસે તે આખી પેઢીના એકલા માલેક તરીકે આરથર ઓફીસમાં આવ્યો. તે પોતાના નામ અને વારસાને બીલકુલ નાલાયક હતો. ઇથલ તેને એક હીચકારા પુરૂષ તરીકે ઓલખી ચુકી હતી. બુઢ્ઢા જોનના એકાએક નીપજેલાં મરણથી તેણીએ હવે નોકરી જતી રહેશે એમ ધારયું ! આરથર ઓફીસમાં આવતાંજ તેણીને તેના રૂમમાં બોલાવવામાં આવી. હવે તેણીએ નકકીજ માન્યું કે નોકરી પરથી રજા આપવા માટેજ તેણીને બોલાવવામાં આવી છે.

"મારા કાકાના મરણથી આડકતરી રીતે તમોને તો એક ફાયદોજ થયો છે મીસ કેલહામ" તેણી દાખલ થતાંજ આરથરે ધીમેથી કહયું "તમોને તેઓની નોકરી કરવા રાખ્યા હતાં, હવે તે નોકરી કરવાની રહી નથી જેથી તમારી હાલની સ્થીતી હવે બદલાવી જોઇયે."

ઇઠલે મનમાં વમારયુ કે તે તડ ને ફડ રજા કાં નહી આપી દેતો હશે ?

"ત્યારે શું તમે મને નોકરી પરથી રજા આપવા બોલાવી નથી ?" તેણીએ પુછયું.

"તદન નહી." આરથરે મક્કમ અવાજે કહયું "હું ઇચ્છું છું કે તમને મારી એક વાત અજબ કરશે. તે એક ઘણીજ નાજુક વાત છે. ખરૂંજ માનજો કે પહેલેજ દીને તમોને જોતાંજ હું તમને ચાહું છું-ખરા દીલથી ચાહું છું અને તમોને મારાં ભવીષ્યના ભાગ્યણ કરવા માગું છું.

ઇડલે આ સાંભળી ડોકું ધુનાવ્યું. જે જોઇ તેણે આતુરતાથી પુછ્યું "શું તે હા નથી"

"નહી" તેણીએ કહયું "હું માનું છું કે આ માગણી મને અપમાન કરવા માટે નથી. યાદ રાખો કે જે ચીજ માટે તમે એક વરસ સુધી વિચાર કર્યો તેનો જવાબ હું એક મીનીટમાં આપું છું કે હું આ માન વખાણું છું પણ તે ઉપકાર સાથ ના પાડું છું."

"તમો ઘણોજ ઉતાવલે જવાબ આપો છો" તેણે કંઇક નાસી પાસીથી કહયું" હું તમારે માટે શું કરીશ તેનો વિચાર કરો. તમો મારી સાથે જોડાશો તો આ પેઢીની મોટાઇ બધી તમારીજ છે. હું તમોને મને ચાહવા કહેતો નથી, પણ મને એક ચાન્સ આપો. જો માયા તમોને જીતી શકશે તો હું તેમ કરીશ."

"તેમ બની શકે તેમ નથી" તેણીએ જવાબ વાળ્યો. "હું એક ગ્રહસ્થને ચાહતી હતી. મોત તેને મારા પાસથી છીનવી લઇ ગયું, પણ તેની યાદ હજી મારાં જીગરમાં તાજીજ છે. આ બધી વાત લાંબી છે પણ તેની સાથ તમુને કશું લાગતું વળગતું નથી. તમારૂં કામ પુરૂં થયું હોય તો હું રજા લેઉં.

તેણે જોયું કે સર્વ ફોકટ હતું "હું બેહદ દીલગીરી સાથ

તમારો આ જવાબ સ્વીકારૂં છું," તેણે કહ્યું ' પણ તમો નોકરી છોડી જતાજ ના. ચાલો આપણે આ બનાવ ભુલી જઇએ—આપણે ફરી શેઠ ને નોકર છીએ. મને ના પાડવાના તમો ખાસ મુસ્તકીમ કારણો હશે, પણ નોકર તરીકે રહેવાને તો વાંધો નથીની ? મહેરબાની કરીને જેમ છે તેમજ ચાલવા દો."

પ્રકાશીત આંખોએ અને આભારી જીગરે તેણીએ આ ઓફર સ્વીકારી. આ વાતને ત્રણ માસ પસાર થઈ ગયા. ફરી તેઓ એક વાર ઓચીંતા પાછા મળ્યાં. તેણે તેણીને અટકાવીને કહ્યું—"મહેરબાની કરી એકજ વાર મને સાંભળશો ? જો પ્યાર તમોને પીગલાવી શકતો નથી તો શું દયાબી તમોને પીગલાવી શકશે નહી ? હાલ આખા ઇંગલંડમાં હું બેહદ, અસુખી માણસ છું. એક મારાં આગલાં મોટાં પાપની યાદ મને હાલ ઘણોજ દુખી કરે છે. એક સ્ત્રી કે જેના ઉપર હું ભરૂસો રાખું છું તેણી આગલ એકરાર કરતાં હું ધારૂં છું કે મારૂં દીલ ખુલ્લું થશે.

કેટલાંક વરસની વાતપર મારાં જુગારમાં હારેલાં નાણાં ભરવા માટે હું ઘણો સંકડામણમાં આવી ગયો. મારે ત્રણ હજાર પૌંડ જોઇતા હતા જે મારા કાકા પાસ માગવાની મારી હીંમત ચાલી નહીં. એકજ રસ્તો મને સુઝયો. ઑફીસના ચોપડા તરફ મારૂં ધ્યાન દોડયું મેં તેમાં ગોટાળો કીધો કે જેનો ટોપલો નિર્દોષ કેશીયર મી૦ તોમ આરચરપર આવી પડશે એમ મેં ધાર્યું હતું, અને આખરે થયું પણ તેમજ. મારો ભોગ પકડાવાની અણીપર હતો કે જયારે તે એડરલીયા બ્રીડજના અકસ્માતમાં માર્યો ગયો. તેણે જે રૂમમાં આટલી બધી ઇમાનદારીથી નોકરી કીધેલી તેનું નામ આજે તેમાં

ધીકકાર સહીત ચોર તરીકે લેવાય છે. મારા પાપને ભોગ તે બીચારો થઇ પડયો. હું-મને ધીકકાર છું-દીલોજાનથી ધીકકારૂં છું. હું આજેબી બોલ્યોજ ન હતે પણ તમારી આંખમાના પ્રકાશની મોહીનીએ મને તેમ કરવા ફરજ પાડીછ. કોઇનીબી મદદ વગર હું હવે જીવી શકું તેમ નથી. તમો મને મદદ કરશો? તમારા મરણ પામેલ્લા પ્યારાને હવે ભુલી જાવ.—"

"તમે જ્યારે મને તે માટે યાદજ આપી છે ત્યારે તો હું તેને ભુલી જઇ શકતી નથી" તેણી ઉશ્કેરાઈ આવી બોલી "તે તોમ આરચરજ હતો" આરથર તો આ સાંભળી ચુપજ થઇ ગયો, જે ઉપર ધ્યાન ન આપતાં તેણીએ ચલ્લાવ્યું—"હું અત્રે ખરી બીના શોધી કાઢી ખરા ગુનેહગારને યોગ્ય ઇનસાફ કરવાજ આવી છું. તમો તે માટે આરોપી તરીકેનો એકરાર કરી ચુકયા છો. હું એ માટે ઘટતાં પગલાં કાં ન લેઉં તે હું સમજી શકતી નથી?"

"તમો હવે મારૂં ગમે તે કરવા મુખત્યાર છો" આરથરે ધીમેથી કહયું. "તમો કહો તો હું પોતે આ બીનાથી આખી દુન્યાને જાણુતી કરી મારા પાપને બોજ હલકો કરવા તઇયાર છું. પણ છેવટે તેનું શું પરીણામ આવશે તેનો વિચાર કરો ને જે તે બાજુએ તેનો ફેંસલો કરો."

તેણીને લાગ્યું કે તે તદન તેણીના હાથમાં હતો. સખ્ત ઉપાય લેવાથી તેણીના હાથમાં કશુંજ ન આવતાં મુએલ્લાંને શું ફાયદો થનાર હતો? તેણે પોતાનો ગુનાહ ખુલ્લો કરી પોતાની લાગણી કેવી અસરકારક રીતે જાહેર કરી છે! તેને માટે અખુટ દયા તેણીના જીગરમાં હવે વસી. "તમો મારા ધણી થઇને શું મેલ્લવવાના છો?" તેણીએ પુછયું "હું તમોને ચાહી શકીશ નહી. માત્ર નામનીજ ધણી-

યાણી થઇશ. હું મારો પ્યાર તમોને આપી શકીશ નહી. બેમાંથી એક ચીજ પસદ કરો"

ગમે તે ભોગેબી તેણે તેણીને સુખદુ:ખની ભાગ્યણ કરવા ઇચ્છયું અને તેઓ અદરાયાં. દુન્યાની નજરે તેઓ પ્યારાં તરીકે પણ ખાનગીમાં તો મીત્રો તરીકેજ હતાં.

તેઓના લગનની માત્ર બેજ દીવસ આગમચ ઇથલ ઓફીસમાં આવીને આરથરના રૂમમાં હજી 'લાઇટ' જોઈ તેણી તેમાં દાખલ થઇ. તે ઓરડો ખાલી હતો પણ તેની ડેસ્ક હજી ઉઘાડી હતી જેથી આરથર કંઈ કામે લાગી ગયલો એક મીનીટમાં પાછો અંદર આવશે એમ લાગતું હતું. જેવાં કોઇનાં પગલાં સંભલાયાં કે તેણી એક કરતન પછવાડે ભરાઇ. તેણી તે દાખલ થયલા માણસની માત્ર પીઠજ જોઇ શકતી હતી. તે લોફર વર્ગમાંનો એક હોય તેવો લાગતો હતો. તેણી હજી તો વીચાર કરે છે તેટલાં આરથર દાખલ થયો.

"હલ્લો ! તમે કોણ છો ?" તેણે તે અંજાણા ગ્રહસ્થને પોતાના રૂમમા જોઇને કહયું. "શું તમો જાણતા નથી કે આ ઓરડો ખાનગી છે ? તમે શું—"

તે એકાએક બોલતો અચકી ગયો. થોડીક પલ ચુપકીદીએ પોતાનું રાજ ચલાવ્યું. તે સાંભળનાર અંજાણો ગ્રહસ્થ હવે પુકારી ઉઠયો "આરથર હારલી ?"

આહ ! તે સાદ ! તેણી તે લાખમાંથી ઓલખી શકે. તે તોમ આરચરનો હતો. શું તેણીનો વહાલો મુવેલાંમાંથી પાછો જીવતો થઇને આવ્યો હતો ?

"નહી, હું કાંઈ ભુત નથી" પેલા ગ્રહસ્થે હવે ચલાવ્યું "હુ તોમ આરચર પોતે છું. એડરલીઆ બ્રીજપર ત્રેન પુગે તેની થોડીક મીનીટ આગમચ હું ચાલતી ગાડીએ બહાર કુદી પડયો હતો અને એ ભયાનક હોનારતમાંથી બચી ગયો હતો. મે તે ત્રેન છોડી દીધી કારણ મારે ગળે આવનાર વાંક માટે રચાયેલું કાવતરૂ મેં પકડી પાડયું હતું. એક પ્રમાણીક માણસ તરીકે હું તેની સામે થઇ શકતે પણ મેં જોયું કે સંજોગો મારી વીરૂધ હતા જેથી મેં મારો રસ્તો લીધો. પણ તે ઘણુંજ કઠણ નીવડયું. મારી એક વ્હાલી હતી. તેણીનુ નામ મીસ ઇઠલ કેલહામ હતુ. હું જોઉં છું કે તમે તેણીને પીછાનો છો. મેં તેણીને ભરૂસે રાખી હતે પણ આવી ધરપકડથી મારી અપકીર્તિમાં તેણીને મારી ભાગ્યણ કરવા મારૂં દીલ ચાલ્યું નહી. તેણીએ મને મુવેલો ધાર્યો એ તેણી માટે ઠીકજ થયું. હું નિર્દોષ માણસ છું અને કેટલાક કંટાલાભરેલા કલાકોમાં પોતાનો ભોગ મને બનાવનાર કોણ મુજી હતો તેનો મેં વિચાર કર્યો છે. અને મારી ખાત્રી થઇ છે કે તે તુંજ હતો. અને મારી પાસે સીધી સાબેતી નથી જેથી તમો કદાચ શકનો લાભ મેળવી શકો. પણ આજે હું આ બધી બાબતો માટે બોલવા અત્રે આવ્યો નથી. મેં સાંભળ્યું છે કે તમે ઇઠલને પરણવાના છો. તમે જે ઇનામ મેળવો છો તેની કીમત કોઇ કરતાં વધારે સારી જાણું છું. હું તમુને તેણીને લાયક ના થવા ચેતવણી આપું છું. હું જ્યાંમી હોઇશ ત્યાંથી તમારી દરેક હીલચાલપર ખુબ નીગાહ રાખીશ તે યાદ રાખજો. તેણી, કે જેણીના વફાદાર ધણી થઇ રહેવા તમો 'ઓલટર' આગલ સોગંદ લેશો તેની સાથ દગો રમો અને હું તમુને જાનથી મારી નાખીશ. આ કાંઇ ખાલી ધમકી નથી, ટુંકમાં હુ કહું છું કે આ સ્ત્રી કે જેને હું અખુત

પ્યારથી ચાહું છું તેણીને તમારે હાથ કંઇબી દુઃખ થશે તો હું તમને જીવથી મારી નાખી ને પછી શૂળીએ ચઢવા ખુશી થઇશ.” તે હવે જરા ફર્યો. એક ધ્રુંજતી સ્ત્રી કરતન પછવાડેથી નીકલી આવી તેના રસ્તા વચ્ચે આવી ઉભી. તેના હાથો તેણીને જોતાં તરતજ પોહલા થઇ ગયા અને તેજ પલે તેણી પોતાના એકવારના વ્હાલાની ગોદમાં દબાઇ. તે એક ખરોજ “તાબ્લો વીવાં” હતો. એ ચુપ માણસો તેણીને મુગાં આંસુઓ ખેરવતી જોતા ઉભા હતા. તેણીએ અંતે ખુશાલીનું દચકું ખાધું. એક શબ્દ બોલ્યા વગર પોતાને આંગલેથી વીંટી કાઢી આરથરની ટેબલ પર તે મુકીને તોમની બાજુએ મગરૂરીથી જઇ ઉભી. આરથર વિચારવંત આંખોએ તે બન્ને વહાલાંઓની ખુશાલી તપાસતો ઉભો હતો, તેણે કહયું:—

“આયજ વખતે તમો બન્ને આવતી કાલે અત્રે પધારશો? હું વિચાર કરવા વખત માંગુ છું. પાછાં પધારજો ને તે વેળાએ મારા વિચારનું પરિણામ તમો જોશો.” તેઓ ગયાં. બીજી સાંજે ઠરાવેલે વખતે તેઓ પાછાં આરથરના રૂમમાં આવ્યા. તે તેબલપર બે હાથો વચ્ચે માથું નાખીને બેઠો હતો. તેઓના દાખલ થવા છતાં બી તે સહેજબી હીલ્યો નહી. તોમે તેને બોલાવ્યો પણ તેનો ચહેરો તદન ભુરો થઇ ગયો હતો, અને ઝેરની રજકણો બ્લોર્ટીંગ પેડપર પડેલી હતી. તેઓએ તેને તેના નકકી કરેલાં લગનને દીવસેજ ભુમીદાહ કર્યો. તેના મરણની થોડાજ વખત આગમચ તેને સંભાળથી કરેલું વીલ નીચે પ્રમાણે હતું.

“તેઓને થયલા અને એકલા તેઓનેજ જાણીતા મોટા ગેર ઇનસાફના પ્રાયશ્ચિત તરીકે હું મી૦ તોમ આરથર અને ઇહલ કેલહામને

હારલી બ્રધર્સના તમામ ધંધાનું માલેકીપણું વારસામાં આપી જાઉં છું." વાંચનાર હારલી બ્રધર્સની પેઢી હજી આબાદ છે અને તેના એકલાં માલેક તોમ ને ઇઠલ છે. આરથરના મરણને એક લાયક અંતર વીટયા બાદ તેઓ પરણી એક થયાં છે.

## વાર્તા બીજી.

# કોણને ખાતર ખમ્યું?

"તેણે તમને શું કહયું તે હું જાણવા માંગુ છું" મી૦ તોમ હેલમોરે પુછ્યું

" ખચીત તે જાણવાને તમને હક છે" મી૦ બારટને ખુલાસો કર્યો "ડા૦ કલાઇડે મને કહયું કે જ્યારે તમારા બાવા તમારા મમા કે જેવણ ત્યાં મરણતોલ સ્થીતીમાં પડયાં હતાં તેવણ સાથે બોર્નમથ ખાતે હતા, ત્યારે તમોપર તમારા શેઠોના ચોપડામાં ગોટાલો કરી મોટી રકમ ઉચાપત કરવાનો આરોપ આવ્યો હતો. વળી તેણે મને એમ પણ કહયું કે તમે તે કબુલ કીધો હતો અને તમને તેથી બે વરસની સજા થઇ હતી." આટલું કહ્યા પછી મી૦ બારટને મી૦ તોમ હેલમોરપર પોતાની નજર ટાંકેલીજ રાખી જવાબ માટે આતુર ઉભો કે તરતજ મી૦ તોમ તરફથી તેનો

થોડાજ શબ્દોમાં જવાબ મળ્યો, તે એટલોજ કે "ડા૦ કલાઇડે કહેલી બધી વાત સાચી છે."

આ એકરાર સાંભળી મી૦ બારટને એક ઝોકો ખાધો. તેણે તો અમજ ધાર્યું હતું કે તોમ આ વાંકને તદ્દન નાપાયદાર ગણી તેનો સાફ ઇનકાર કરશે પણ પોતાની ધારણામાં ખોટો પડવાથી તે પુકારી ઉઠયો, "ખરૂં? અને તેમ છતાંબી તમે મારી બેટી સાથે પ્યાર કરવા હિમત કરો છો?

તમે એક તદ્દન આબરૂ વગરના માણુસ છો કે જે પોતાના નીમક પરવરેશ શેઠોનેજ લુટે, વળી તેબી જ્યારે તમારી માતા મરવા પડેલી હોય ને બાપનું જીગર તુટી ગયલું હોય!"

"સાહેબ, મારે નોરાને મારી થવાનું પુછવા આગમજ આ એકરાર કરી દેવો જોઇતો હતો. પણ હું એક બોલ બોલી શકયો નહિ, કારણ હું સઘળું કહી શકતો નથી. આ આખી વાતનો ફકત એક ભાગ તમે જાણો છો." તોમે ધીમેથી કહયું.

"તમે એક ગુનાહગાર છો એટલુંજ જાણવું બસ છે" તેણે સખ્તાઇથી જવાબ આપ્યો.

"સાહેબ, તમારા જેટલોજ હું નિર્દોષ છું. પણ ફકત સંજોગના એક ભોગ થઇ પડયો હતો, હું—" અને તે અચકી ગયો.

"જો તમો નિર્દોશજ હતા તો કોર્ટ આગળ વાંક કેમ કબુલ કીધો?"

"હું તે તમોને કહી શકતો નથી" તે ગગલી પડી બોલ્યો "ફરી કહું છું સાહેબ કે તે વેળા હું સંજોગનો ભોગ બન્યો હતો,

ને વેળા જો ખરો બચાવ કરતે તો હાલના કરતાંબી વધારે દુઃખ-કારક પરીણામ આવતે."

"શું તમે એમ ધારો છો કે હું એ વાત માનીશ?" મી૦ બારતને હસીને કરડાઇથી પુછેયું, "દરેક ગુનાહગારો આવીજ વાતો કરે છે."

"નહીં સાહેબ, હું એ વાત તમને મનાવા માંગતો નથી" તોમે ઉશકેરાઇને કહયું. "એ સાચુંજ છે. પણ એક દીવસ એવોબી આવશે કે જે વખત સચ્ચાઇ તરી નીકળશે અને તમોને આજની ઘાતકી ચાલ માટે બેહદ પસ્તાવો થશે."

"તમે મને નાદાન સમજો છો?" મી૦ બારટને પુછ્યું.

"તમે સારી પેઠે જાણો છો કે હું તેમ સમજતોજ નથી" તેણે જવાબ વાળ્યો, "તમે મારો ખુલાસો સમજવા સારૂ ના પાડવાનો ઠરાવ કરેલો લાગે છે તો ઠીક જેટલી જલદી આપણી વાતનો છેડો આવશે તેટલું વધારે સારૂં, હું જઇશ—"

"મી૦ તોમ, આપણે ભવીષ્ય માટે કંઇ નક્કી સેવટપર આવી શકીએ નહીં ત્યાં સુધી અત્રેથી જવાશે નહીં" મી૦ બારટને તરત તેને અટકાવીને કહયું. "તમારી આ ચાલે તમોને આબરૂદાર મંડલીથી બહાર મુકયા છે તેથી તમો અને મારી બેટી આજ પછી એકમેકને અંજાણાજ રેહવાં જોઇએ."

"અને હું જો ના પાડું તો?" તોમે દુઃખી દીલે પુછ્યું.

"તો હું આ તમારી બધી આગળી કારકીર્દીની ખબર તમારા હાલના શેઠોના હાથપર મુકીશ" બારટને જવાબ વાળ્યો. અને વધાર્યું

"અને આ વાત કે જે તમે આવી ચાલાકીથી આજ વેર છુપાવી છે તે સર્વે દુન્યાને જાહેર કરીશ. મારી માગણી ના પાડવાથી તમારા બાબમાં આ બાબત વધારે ભયાનક થઇ પડશે. ખરૂંની?"

તોમે તરત પોતાની હાલત જોઇ લીધી. તેની હાલની આબરૂ તે માણસનાજ હાથમાં હતી. જો એ છુપી વાતનો એક સંસારો બી બહાર જાય તો તેનો તદન નાશ થઇ જાય. તેના શેઠો તેને તરત નોકરીથી કાઢી મુકે કે જે નોકરી સાત વરસ સુધી પ્રમાણીકપણા ને વફાદારીથી તેણે બજાવી હતી. નસીબ તેંની સામે હતું, તેણે નમી જવું જોઇએ.

"નોરા એ માટે શું કહે છે?" થોડું થોભી તેણે દુઃખી દીલે પુછ્યું.

"હું ધારૂં છું કે જો તેણી એ વાત જાણે તો મારી પેઠેજ વર્તે" મી૦ બારટને કહયું અને સખતાઇથી વધાર્યું; "પણ મારી વીરૂદ્ધ તેણીના ભેજાંમાં જંગલી વીચારો ઠસાવતા ના. જો તેમ તમે કરશો તો મને કહેવા દેવ કે તમારા બાબમાં તે ઘણુંજ ભયાનક થઇ પડશે. હું તેણીને મારા તમામ વારસામાથી બાતલ કરીશ અને ઉપર કહેવા મુજબ દરેક રીતે તમનેબી રખડાવીશ. તેજીને તુકારો બસ છે.—"

"અને જો હું આ તમારી માગણી કબુલ કરૂં તો આપણે એકમેક સાથ કેવી રીતે વર્તશું?" તોમે અધીરાઇથી વચમાં પુછ્યું.

"જેમ આપણે આગળ એકમેક સાથે વર્તતા હતા તેમજ." જવાબ મળ્યો.

"હું માની લઉં મી૦ બારટન, કે તમે આ મારી છુપી વાત છુપીજ રાખવા કબુલો છો?" તોમે આતુરતાથી પુછયું.

"જ્યાં સુધી તમે મારી ઇચ્છાઓને માન આપો ત્યાં સુધી" જવાબ મલ્યો.

"થેંકયુ" કહી થોડોક થોભી સાહેબજી કરી તોમ ઓરડો છોડી ગયો. બારટને થોડોક વખત સુધી આ વીદાય થતા પરોણાને ને દેખાતો બંધ થયો ત્યાં સુધી ટીકયા કીધો પછી બબડયો, "બ્લેગાર્ડ–ખરેજ એક અંતકરણ વગરનો રાસ્કલ!"

તોમ ત્યાંથી નીકલેલો પાધરો જ્યાં નોરા હતી ત્યાં ગયો અને હરખભેર તેણીને મલ્યો.

"મેં ધાર્યું હતુંજ કે તમે આ રસ્તે આવશો" તેણી લાલ થતી બોલી.

"અને તું મને છેલ્લી સલામ કરવા આવી?" તેણે આતુરતાથી પુછયું.

"છેલ્લી સલામ કરવા? તોમી છેલ્લી સલામ?" તેણીએ અજાયબીથી પુછયું.

"હું બીહુંછ વ્હાલી કે તેમજ છે. તારા પપાના કાબુમાં હું દબાયલો છું. તું જાણેછ કે તેવણે મને શું કહયું?" તોમે સવાલ કર્યો.

"હું કંઇ સમજી શકતી નહી. પપાએ તને પોતાના કાબુમાં કેમ લીધો?"

"તેવણ કહે છે" દુખી દિલે ખુલાસો કરતાં તોમે કહયું "કે

આપણુ બન્નેને એકમેક સાથે કશું લાગતું વળગતું નથી. આપણું કાજ તુટવું જોઇએ !"

" અને તમે કબુલ થયા ? " તેણી ગભરાઇને પોકારી ઉઠી.

" હું શું કરી શકું ? " તેણે ગડગડીત કંઠે જવાબ દીધો "જો હું તેમના હુકમને તાબે ન થાઉં તો મારા શેઠોને મારા બાબમાં બનેલી કંઇક આગલી નાપસંદ વાતો કહી દેવાની તેઓ ધમકી આપે છે."

"તમને ધમકી આપી ? પણુ તોમી શું એ ખરૂં છે કે એકવાર-"

છેલ્લું વાકય તેણી પુરૂં કરી શકી નહી પણ ગભરાયલે ચહેરે તેને ટીકી ટીકીને જોવા લાગી.

" હા વ્હાલી હું એક કેદમાં ગયેલો બે-આબરૂ થયલો માણસ છું." તેણે દુઃખી દીલે ખુલાસો કર્યો "તે તદન ખરૂં છે, છતાં વહાલી નોરા તારે મારીથી સહેજબી બીહવાની જરૂર નથી. હું તને ઇજા કરીશ નહી."

" મેં એવું તે શું કીધું કે તમે મને આવું કહો છો ? " તેણીએ વાંધો લીધો.

" કેમકે તેં મને નાલાયક આદમી ધાર્યો-તારી આંખો એક પલ અગાઉ બીએલી હતી જેથી મેં તેમ ધારયું" તેણે કહયું, પછી તેણીનો ચહેરો પકડી તેણીની આંખોમાં ટીકી ટીકીને જોઇને તે બોલ્યો "મને માફ કર વ્હાલી, હું ધારૂં છું કે આ કામ મારૂં અંતકરણ તોડી નાખે છે. એક શબ્દ કે નજરબી મને દુઃખી કરે છે. આ મારો પોતાનોજ વાંક છે. આ ખોટી રીતે તારી સાથ પ્યાર કરવાનું પરિણામ છે. હું તુને કહેવાનોજ હતો પણ હું બીધો, કારણુ હું બધું

કહી શકતો નથી, પણ હું તુંને ઘણોજ ચાહતો હોવા છતાં હું જો ખરેજ એક બદમાશ હતે તો કદીબી તને મારી થવા 'ઓફર' કરતે નહીં. હું તું વ્હાલી આગળ કદી જુઠું બોલ્યો નથી અને બોલીશ પણ નહીં. મારી સામેનું ગંભીર તોહમત સાંભળી તુંબી મને માનવા ના પાડશે પણ હું ખુદાને હાજર જાણી કહું છું કે હું તદન નીર્દોષ છુ. મેં એવું કંઈજ કીધું નથી, કે જે માટે મારા અંતઃકરણને કદી બી શરમાવું પડે."

"હું તારૂં કહેવું માનું છું વ્હાલા, મને તારાપર પુર્ણ ભરૂસો છે' તેણી બોલી. આ જવાબથી તોમના ચેહરો ખીલી નીકલ્યો. તેણે તેણીને હાથેથી બકી લીધી. હવે ત્યાં થોડોક વખત તદન શાંતી વ્યાપી રહી.

"હું તને વચનથી બાંધી મુકવા માંગતો નથી વ્હાલી, પણ જો હું મારી આબરૂ પરનો દાઘ કાઢવા સામર્થવાન થઇશ અને તે વખત આવતાં સુધી તું કુંવારી હશે તો તારી આગળ આવવાની મને રજા છે?" તેણે આતુરતાથી પુછ્યું.

"તમે એમ ધારો છો કે તમે કોઇ બીજીને પરણશો?" તેણીએ પુછ્યું, જેના જવાબમાં તે ખડખડ હસી બોલ્યો "તેવો ખ્યાલ કદીબી મને આવ્યો નથીજ અને હવે પછી કદી આવશે બી નહીંજ વ્હાલી."

"અને મારે માટે બી તમે તેમજ જાણજો કે તેવું કદી બી બનશે નહીંજ." તેણીએ જવાબ વાલ્યો.

તોમને લાગ્યું કે તેની ધીરજની હવે ઓટ થતી હતી. છુટાં

પડતી વખતની બન્નેની દુ:ખી લાગણી વર્ણવવાની આ કલમમાં તાકાત નથી.

"સાહેબજી વ્હાલી" તેમે આખરે ચુપકીદી તોડી "તારૂં હૈયું મોટું રાખજે. આશા રાખ! એજ મોટી ચીજ છે. ખુદા હજી બી આપણુ બન્નેપર દયા ફરમાવે!" બીજીજ પલે તે ગયો.

તે ગયો–તેની પીઠ દેખાતી બંધ થઇ ત્યાં સુધી તેણી તેને આંખોમાં આંસુ વચ્ચે તપાસ્તી રહી. તે રસ્તે પડયો–પોતાનો હાથ હીલવ્યો–અને નજર આગળથી ગુમ થયો. તો પણ તેઓ છેલ્લાં મળ્યા તેજ જગા ઉપર તેણી બે-ધ્યાન ઉભી રહી.

* * *

"ઓ મારા ખુદા! જુવો. મી૦ હેલમોર આ કેવી ગમ્મત?"

"કેમ મી૦ બારટન શું છે? આપણુ ઘણે લાંબે વખત મલ્યા. હું લાંબો વખત થયો ઘણો સીક ચાલુ છું જેથીજ મારો દીકરો તોમ મને અત્રે બોહસ કરી ખેંચી લાવ્યો. તમો મારા દીકરાને ઓળખતા તો હશો?"

"તમારો દીકરો તોમ કે જે લોવેલ અને બોન્ડની ઓફીસમાં કેશીઅર છે તેને? હા, તેને હું ઓળખું છું. આ મારી બેટી છે કે જેની સાથે તે લાંબો વખત થયો દોસ્ત તરીકે રહયો હતો" મી૦ બારટન બોલ્યો. વાંચનાર સમજી ગયાં હશે તેમ આ બન્ને જણુ આપણી વાર્તાના નાયક તોમના પીતા મી૦ હેલમોર અને નાયકા નોરાના પપા મી૦ બારટન એક શાંત રમણ્ય ગાંમડામાં એકઠા મલી જવાથી વાતે વળગ્યા હતા.

મી૦ બારટનના છેલ્લા વાકયથી મી૦ હેલમોરે તેની એટી ગમ જોયું કે જેણીની વર્તણુક ઓળખાણ કરાવતાં તદન થંડી હતી.

"તમારો બેટો હજી આવતો જણાતો નથી. મી૦ હેલમોર" બારટને કહયું "તમારે થોડેજ છેટે જવાનું છે અને મારાજ રસ્તા પર ઘર આવતું હોવાથી આપણે સાથેજ ચાલીશુ."

મી૦ બારટનની આ માંગણી સ્વીકારવામાં આવી અને ત્રણે સાથેજ ચાલ્યાં તેઓ થોડેક ગયાં હશે તેટલાં મી૦ હેલમોરે કહયું "મારો બેટો એક છોકરી નામે મીસ બારટન સાથે અદરાયલો હતો તેણીને તમે ઓળખો છો? શું તે આયજ જુવાન લેડી છે? તેણી મને તોમે બતાવેલી સબીમાંની લેડી જેવીજ છે."

"તેણી નોરાજ છે પણ કાજ તો કેટલા વખતનુ તોડવામાં આવ્યું છે" મી૦ બારટને જવાબ વાલ્યો.

આ સાંભળી મી૦ હેલમોરના મોંહમાંથી એક અજાયબીની આહ નીકળી પડી. "એક પ્યારાઓ વચ્ચે કજીઓ? છત!" તેણે એમ બોલી નોરા તરફ જોયું.

તેણીએ થોડાક વખત જવાબ દેવા આનાકાની કીધી પણ આં ભેદનો ખુલાસો મેલવવા માટે સચ્ચાઇ પ્રગટ કરવાની તેણીને ફરજ પડી "અમોને કહેવામાં આવ્યું છે સાહેબ, કે તે એકવાર કેદમાં ગયલો હતો અને એ સીવાય અમારા વચ્ચે બીજું કશુ નથી" તેણી બોલી. મી૦ હેલમોર આ સાંભળી ચમકી ઉઠયો. તેનો ચેહરો ફીકકો પડી ગયો હતો અને તે પર દુ:ખની નીશાણી પ્રગટ દીસ્તી હતી.

"તમોને દુ:ખી કરવા માટે હું ઘણી દીલગીર છું" નોરાએ માફ માંગી.

મી૦ બારટનનું ઘર આવતાં તે મી૦ હેલમોરને તેની તબીયત બગડી આવેલી હોવાથી પોતાના ઘરમાંજ લઇ ગયો અને એક વાઇનના ગલાસથી તેને હુશીયાર કરી બોલ્યો, "મી૦ હેલમોર હમણાંજ હું તમારા તેમને બોલાવવા માણસ મોકલું છું."

"આપણે એ બાબદ ઉપર થોડીક વાતચીત કરી લઇયે ત્યાં સુધી નહીંજ" મી૦ હેલમોર મક્કમપણાથી બોલ્યો અને વધાર્યું "શું આ બે જુવાન્યાઓનું છુટાં પડવું આય કેદખાનાની તેમને થયલી સજાને આભારી છે

"હા" મી૦ બારટને કહ્યું.

"જ્યારે તેને તેનાપર આરોપ મુકયો ત્યારે તેમે શું કહ્યું?"

"ફક્ત એટલુંજ કે તે નિર્દોષ હતો. પછીથી તેણે ચુપકીદીજ અખત્યાર કરી વધુ ખુલાસો કરવા ના પાડી." મી૦ બારટને જવાબ દીધો.

"તે ખરેજ નીર્દોષ છે મી૦ બારટન, ચોપડાઓમાં ઘોટાળો મેં કીધો હતો." મી૦ હેલમોરે ભેદ ખોલ્યો.

ઉપલો એકરાર મી૦ હેલમોરે એક દુ:ખના ડચકાં સાથે કીધો. તેનું માથું છાતી ઉપર ઝુમી પડયું જ્યારે તેની પાસે ઉભેલી છોડીએ એક છુટકારાનો દમ ખેંચ્યો. "મેં પૈસા લઇ એ પાપ કર્યું" તેણે વધાર્યું "ને તે માટે પુરી શીક્ષા મેં ખમી. અહા મારો ખરો ઉમરાવ દીલનો દીકરો! એ વરસોની વાત છે મી૦ બારટન. મારી બાયડી મોહતને બીછાણે હતી. ડાકટરે જણાવ્યું કે તેણીને થોડો વખત દક્ષીણ કોસ્તા તરફ લઇ જવામાં આવે તોજ તેણી બચે. મારૂં બચાવેલું નાણું તદન ખલાસ થયું હતું જેથી આ પેઢી લુટવા

સીવાય મારી પાસે બીજો કશોજ ઉપાય ન હતો. તેમ મારો આસીસ્ટંટ હતો. તેણે ચોપડાઓમાં ઘોટાલો જોયો અને મારીપર શક લાવ્યો, જ્યારબાદ ઓડીટરોએ ચોપડા તપાસી ઘોટાલા માટે ખુલાસો માંગ્યો. જો શોધ કરવામાં આવતે તો મને મારી બાયડીના મોહનના બીછાના આગલથી ખસેડી એકદમ તપાસ ચલાવી જેલમાં મોકલવામાં આવ્યો હતે, પણ મને બચાવવા ખાતર તેમે પોતાને ગુનેહગાર જાહેર જાહેર કર્યો, અને તેને બે વરસની સખત કેદની શીક્ષા થઈ. અને છેવટે તો ચોરને પોટલે ધુલની ધુલ! તેની માં તેમનીજ આરઝુ કરવા લાગી. મેં તેણીને જુડી ધીરજ આપી કે તે પેઢીના કામે બહારગામ ગયો છે કે જ્યારે તે તો જેલમાં હતો, અને તેમને માટેની ચાલુ રોજની આતુરતાના દબાણથીજ તેણી આખરે તો મરી ગઈ. જ્યારે સર્વ ખલાસ થયું ત્યારે હું મારી આગલી નોકરી પર પાછો ગયો, જ્યાં મારી બાયડીના મરણ અને બેટાના શરમ ભરેલા કામ માટે સર્વેએ મને દીલાસો આપ્યો, કે જ્યારે ખરી રીતે તો એ શરમ ભરેલું કાર્ય મારૂંજ હતું. મેં ચોરેલા બધા પૈસા ત્યાર પછી કરકસર કરી વ્યાજ સીકે ભરી દીધા, કે જ્યારે મારે માટે ખરોજ પ્યાર બતાવી ખરોજ સ્વભોગ આપનાર મારા બેટા તરફની ફરજનું કરજ તો હજી અદા કરવાનું બાકી છે. એક ગુનેહગાર માટે એક નિર્દોશને શીક્ષા ના કરો, મી૦ બારટન!" તેણે માંગી લીધું "ગમે તો મને પડતો નાખો, હું કોઈબી આબરૂદારનો મીત્ર થવાની આશા રાખતો નથી પણ તે લાયક છોકરાને જે લાયક ચીજ ઘટે છે તે આપો, અને તમે—તે નોરા તરફ ફરીને બોલ્યો—તેણે મને કહયુ છે કે તે તમારા સીવાય કોઇને ચાહતો નથી. તમારામાંજ તેની સઘળી દુન્યા છે. વીચાર કરો કે તેણે કેટલું બધું ખમ્યું

છે. મારો ખરેજ રેહમવંત નમુનેદાર દીકરો! તમો તેના તરફ દયાળુ થાવ."

*                    *                    *

"તાકીદનું

વ્હાલા તોમ મહેરબાની કરી એકદમ આવો. તમારો સાચ્ચો દેવીડ બારટન."

આ સદેશો તોમને પોંહચતાં તેણે અતી ઘણી અજાયબીથી તે ફરી ફરી વાંચ્યો. એ રૂકાને માન આપી તે ત્યાં ગયો કે જયાંથી તેને તેની વહાલીથી કરડી રીતે છુટો પાડવામાં આવ્યો હતો. મી૦ બારટને તેને હરખભર્યો આવકાર આપ્યો.

"ગયે વખતે છેલ્લાં આપણે જ્યારે મલ્યા હતા તોમી" મી૦ બારટને કહયું "ત્યારે તમે મને ચેતવણી આપી હતી કે એક વખત એવોબી આવશે કે તમારાં તરફના મારા કરડાંપણા માટે હું દીલગીરી જાહેર કરીશ, તે વખત હવે આવ્યો છે. તમે ખરા છો. મારી તે વખતની કરડી વર્તણુંક માટે આ તકે ખરાં દીલથી મારી દીલગીરી જાહેર કરૂં છું."

આ સાંભળી તોમ અજબ થયો. આ બધું તેની વકી ઉપરાંત બન્યું હતું, તો પણ તેણે એમ ધારયું કે આ ભેદી વાતનો કંઇક ગળ મેલવાની મી૦ બારટનની આ કોઇ યુકતી હશે. ખરી વાત બહાર આવે એ તેને ઘણુંજ અસંભવીત લાગ્યું.

"હું સઘળું જાણું છું" મી૦ બારટને ખુલાસો કર્યો "તમે ઘણું ખમયું છે અને તેમ કરી તમે ખરેજ એક લાયક માણસ પુરવાર થયા છો."

"તમે સઘળું જાણો છો ?" તોમ પુકારી ઉઠયો.

"હા હું જાણું છું કે તમારા પીતાએ ચોપડામા ઘોટાળો કીધા અને પઇસા ચોર્યા અને તમે તેમને બચાવવા માટે—"

"એકદમ ચુપ રહો" તે જુવાન્યાએ ગુસ્સાથી ઉશકેરાઇને ગગડાટ કર્યો, "તેના બેટા આગલજ એક માણસની બદનક્ષી કરવા તમે કેમ હીમત કરી શકો છો ? ખુદા સાહેદ છે, તમે ન્હાના હતે તો હું જરૂર આ ગુલબાન માટે તમને થોકી નાખતે. તમે ખરેખર મેડ હોવા જોઇએ."

"તોમી, વ્હાલા તોમી ઠંડો પડ," નોરાએ ધીમેથી કહયું. "એ બધું સાચુંજ છે. તારા પપાએજ—"

"હું કહું છું કે તે એક પાપી જુઠું—"

"બેટા, મારા વ્હાલા બેટા ઠંડો પડ" આ તકે મી૦ હેલમોર જેવણને એક ઓરડામાં સુવાડવામાં આવ્યા હતા તેવણ બધી ગડબડ સાંભળી એકદમ દાખલ થઈ બોલ્યા "એઓ ખરા છે. મેંજ બધું એઓને કહયું છે."

"જો તેમ હોય તો મી૦ બારટન હું માફી ચાહું છું કે હું ગુસ્સે થયો" તોમે માફ માગી.

"હું બધું સમજું છું મી૦ તોમ. તમે ખરા છો" બારટને કહયું. "પણ ચાલો, એ તો 'સઉ સારૂં તેનું સેવટ સારૂં' વ્હાલી નોરા આવો ભરથાર ધરાવવા માટે કોઇબી ખરેજ મગરૂર થઇ શકે. ખરૂં કેની ?"

"મારી આંખ શું કહે છે !" નોરા હસીને બોલી.

"તેમાં તો આંસું છે" તેમ બોલ્યો.

"તે જણાવે છે કે મારૂં અંતઃકરણ શબ્દોથી ભરપુર છે" નોરા લાગણીથી બોલી.

## વાર્તા ત્રીજી.

# કાકાજીની ભેટ !

ફ્રેની પ્રીંટર આજે ઘણાજ ગુંચવાયલાં મન સાથે માથે હાથ દઇને વિચારમાં બેઠી હતી. તેણીના પિતા ફરદુનજી પ્રીંટરની પોતાની ઑફીસ હતી અને તેવણ પોતાના એકપુરા બેટા રૂસી જે મૅડીકલ કૉલેજમાં અભ્યાસ કરતો હતો, તે તથા આપણી વાર્તાની નાયકા પરીચેહર પુતલી ફ્રેની અને પોતાના બોલ્યાં ગપાટ ધણ્યાણી વીરબાઇજી સાથે વાલકેશ્વર ખાતે એક મેહલ જેવાં મકાન નામે "શાટો વીરા"માં સુખથી રહેતા હતા. ફરદુનજી પોતાના એક મરહુમ મિત્રના ગરીબ અને સાલેસ બેટા બરજોર ગામડયો કે જે તેમનીજ પેહડીમાં મેનેજર હતો અને પોતાની વિધવા માતા સાથે માહીમ રહેતો હતો તેની સાથે ફ્રેનીને પરણાવવા ધારતા હતા. જ્યારે બીજી ગમ વીરબાઇજી જરા પૈસાનાં લોભી હોવાથી પોતાના એક ઓળખીતા ચીકાસદાર અઢાર ઉમ્મરના હીજ તાડીવાલા સાથે

પોતાની બેટીનું કરવા માંગતાં હતાં. જ્યારે વળી આપણાં ફ્રેનીબાઈ કોઇ બીજાજ બીલ્લુ જેહાંગીર જેમીસન નામના બહારથી ભપકાદાર પણ માંહેથી છકેલ, ઉડાઉ, પૈસાના પુંજારી અને રેસકોર્સના પંખેરાંપર, બહારના દેખાવથી અંજાઇને મોહી પડયાં હતાં; જે સાહેબ આ ચીકાસદાર બાપની સુંદર બેટીને તેણીના બાપના પૈસાને ખાતરજ હાથ કરવા એક પગે હતા. આટલી ટુંક ઓળખ આપી આપણે આપણી વાર્તામાં આગળ વધશું.

ઉપર કહ્યું તેમ તેણી, પોતાનાં ભવિષ્યના સાથી તરીકે જાહાંગીરનેજ બનાવવા શું ઉપાય લેવા તેના વિચારમાં હતી, તેટલાં બારણું ઉઘડયું અને તેણીનાં માતપિતા દાખલ થયાં.

"કાંય દીકરી, એમ દલગીર કાંય બેઠીછ મરૂં? હું તારે વાસ્તે વધામણી લાવીછ જો, દીકરી! આપરા પરોસા હીરજીબાઇએ તારૂં માગુ મોકલ્યુંછ. એવણ તો એવા સખી દીલના છે કે બે લાખનું ત્રસ્ટ તારા નામપર કરવા કેહછ ને વરી તુંને દરેક લાર ને રમતમાં રમાડી સુખીજ કરશે. સમજી કેની મારી દીકરી?"

"ચાલ, ગાંડી ના થા વીરા," હવે ફ્રરદુનજી બોલ્યા. "એ મેલા, વાસ મારતા બુઠ્ઠા તાડી ઉંજનાર બોટાને લઇને શું હું મારી આબરૂને દાઘ લગાડું કે? તેના કરતાં મારી ઑફીસનો મેનેજર બરજોર ગામડીઓ શું કમ છે? અરે તે તો ખરેજ નેક છે, લાખમાં એક છે. તે મારી ગાયને દરેક સુખમાં રાખશે; સમજી કેની મારી ગાય?"

"માયજી, બાવાજી, એવી વાત હમણા નહિંજ કરો તો સારૂં," હવે ફ્રેની બોલી. "માયજી, એ મુવો મારા બાપ જેવો તારીવાલો બોટો કાંહથી દીવો લઇને શોધી કાઢયો? તેમ બાવાજી તમેબી શું પેલા મુવા

'ગામડ્યા બોચ, મંગાવી ખુરસીને લઇ આયા કોચ' જેવાનું નામ દીધું! એ બધાનાં કરતાં મારો જાંગુ શું કમ છે? તેને શું કુતરાંએ કરડયોછ કે તેને મુકીને મુવા બોટાને ગમારાઓની ઓફર લાવોછ. તમારી હોવાઇ નવાઇની એકપુરી દીકરીને તો મનગમતો વર અપાવી સુખી કરવી જોઇએ તેને બદલે એમ સતાવી કાંય દુ:ખી કરોછ?"

"મારી દીકરી," વીરબાઇજી બોલ્યાં. "તું જાણેછ કે તે તો મારવાડીને પૈસે મજાહ કરેછ ને તારા જીભરૂં બાપના પૈસા પર તાંપી રહ્યોછ. ખુદા ન કરે ને તારા બાપના દુશ્મનના પૈસા જતા રહે તો તે તુને થુકીને જોયબી નહિ. સમજી, દીકરી?"

"પણ માયજી એની પાસે શું કમ છે જે!" ફ્રેનીએ પુછ્યું.

"મારી દીકરી, એ તો ભરમ ભારી ને ખીસાં ખાલી જેવી વાત છે, બધો બહારનોજ દેખાવ છે." હવે ફરદુનજી બોલ્યા. "હમણા મારી પડતી આવે તો એ ખીસી જાય ને મારો બરજોર ગામડયો જે તુને દીલોજાનથી ચાહેછ તેજ મારી મદદે આવે. બાકી એ તાડીવાલા બોટા ને જાંગુબા એસ્કાને સૌ જોઇ મુકેલા!" "બાવાજી, વળી મુવું એ 'ગામર્યા બોચ'નું એમ લગામનું નામ દીધું? મારી સહીઓ જાણે તો મારે વાસ્તે શું ધારે?"

"દીકરી મારી, આપરે કોઇના નામ કે અટક સાથે પરણવાનું નથી, પણ કામ ને સદગુણ સાથે આખા ભવની પાળ બાંધવાની છે. એ બરજોર જો કે ગરીબ છે તોબી ઘણા સારા માયાળુ ખવાસનો અને નમાનો છે."

"મુવા તમે માય બાપના થતાં!" હવે ફ્રેની વીંછણની પેઠે

છેડાઈ પડી. "પેટની દીકરીનુંજ જ્યારે ભલું નહિ ચાહો ત્યારે કોનું ચાહવાના ?" કરી ઓરડામાંથી નીકળી બીજા ઓરડામાં જઇ બારણું બંધ કરી ડુસ્કે ડુસ્કે રડવા પડી. તેણી અત્યારે એમ યકીનથી માનતી હતી કે તેના પપાના મુશ્કેલીના વખતમાં તેનો વ્હાલો જાંગુ મદદે આવ્યા વગર રહેજ નહિ,

ઉપલી વાતને બે મહીના વીતી ગયા બાદ એક રાત્રે દીલગીર ચેહરે ફરદુનજી ઘરમાં આવ્યા ને વીરબાઇજીને જણાવ્યું કે તેવણની પેઢી ભાંગી પડી હતી અને મોટું કરજ થઇ ગયું હતું અને માત્ર દીલમાનાં કપડાં ભર આ મહેલ જેવાં મકાનમાંથી બહાર નીકળવાનો વખત આવ્યો હતો. કારણ 'શાટો વીરા'બી માંગનારને હાથ જવાનો હતો. આ વાત ચાલતી હતી તેટલાં બરજોર આવી પુગ્યો અને ફરદુનજીને કેટલીક આશા આપી દીલાસો આપ્યો, જે જોઇ ફ્રેનીએ ટીચકું ચઢાવ્યું, જ્યારે ફરદુનજીએ તેને પેટમાં ચાંપ્યો. ફ્રેનીને પુરી ખાતરી હતી કે તેનો વહાલો જાંગુ જરૂર આ વખતે આવી તેના પપાને મુશ્કેલીમાંથી બચાવશે. પણ તેટલાં તો નીચલી ચીઠ્ઠી તેને જાંગુ તરફથી મળી.

"વાહાલાં મીસ ફ્રેની,

ચોકકસ સબબોને સર મને જણાવવાની રજા આપશો કે આટલો વખત સુધી હું તમોને માત્ર એક બહેન તરીકે ચહાતો હતો. તમારા પપા મુશ્કેલીમાં આવી પડયા છે તેથી દીલગીર છું, પણ તેથીજ ખાસ હું તમુને પરણવા માગતો નથી એમ ધારતાં ના. હું એવો નથી પણ અનિવાર્ય સબબો મને તેમ કરવાની ફરજ

પાડે છે અને તેથી હું ધારૂંછ કે હવે આપણે મળ્યે નહિ તો તેમાં આપણુ બન્નેને ફાયદોજ થશે.

લી. સેવક,

**જાંગીર જેમીસન.”**

આ નફટાઇ ભરેલો પત્ર વાંચી ફ્રેનીનું દીલ દુઃખી થયું પણ તેના આશકની બેવફાઇનો ખ્યાલ તો તે ભોળી નારને આવ્યોજ નહિ. આ તરફ વળી હીજા તાડીવાલાએ ફરદુનજીને મદદ કરવાને શક્તિવાન છતાં સામું વીરબાઇજીને કાગળ લખી કહેવાડયું કે તેમની પોરીના નામપર ત્રસ્ટ કંઇ થઇ શકશે નહિં, માટે ગમે ત્યાં પોરીને પરણાવવી. આવા દીલ જખમાવનારા કાગળોથી તે બન્ને ધણીધણ્યાણીનાં દીલ બહુજ દુખાયાં. તેઓ તુર્તજ બંગલો ખાલી કરી ભાડેનાં ઘરમાં માહિમ જઇ રહ્યાં અને તેની બીજે દીવસે તેઓને ફરદુનજીના ભાઇ દોરાબજી જેવણ આકળા સ્વભાવના પણ સાચ્ચા બોલુ અને ગજવે ગરીબ હતા તેવણ તો પોતાની એકપુરી બેટી જર સાથે બે મહિના ધામો નાંખવા આવી લાગ્યા. દોરાબજી આવ્યા અને તેવણને બધી ગરીબાઇની વાત જણાવવામાં આવી. ફ્રેનીથી તો આ ભાચાજી જેવા કાકાને જોઇને હસીજ પડાયું. આવતાં સાથેજ તેવણે જરા બપકાથી રેહવા માંડયું, જે વાત સાંભળી આપણા પૈસાના પુંજારી અને રીતના ભીખારી જાંગુ જાંગલાએ 'હરવો પગ' કરવા માંડયો, કે ડોસો છાંડાવાળો મુવેલો છે એટલે બને તો જર પર જાળી બીછાવવી. તેના આવ્યાથી ફ્રેની પાછી ખુશી થઇ. દોરાબજી કાકા આવ્યાથી હીંજા કાકાએ પાછા પચાસ હજારના ત્રસ્ટની ઓફર મોકલી. જેથી વીરબાઇજીને પાછી આશા આવી.

જ્યારે બરજોર, ફરદુનજી તો એ કામ તરફ તીરસ્કારથી જોતા હતા. તેઓએ ફ્રેનીના બન્ને આશકોની વાત દોરાબજીને કહી; જે સાંભળી દોરાબજી બહુજ ગુસ્સે થયા.

એક દીવસે ફ્રેનીનું વરસ હોવાથી, જાંગુ, બરજોર, હીંજા કાકા વિગેરેને નોતરવામા આવ્યા હતા. જ્યાં ખાનાપર દોરાબજી કાકાએ સફેદ બાટલામાંના લાલ પાણીથી સલામતી લઇ કચકરાંના ચસમાની કીનારી પરથી દરેક જણની સર્વે કરવા માંડી; પછી જાંગુ તરફ જોઇ બોલ્યા:—

"જાંગીરજી બાવા, એ તમે ટાઇટ કોલર બાંદયોછ ને આઇગ્લાસ પહેર્યોછ તેથી કરી તમે ચીનાઇ વાંદરા જેવા લાગોછ. ખરૂં કહુંછ. ગુસ્સો રખે કરતા, હું બાવા!" આ કોમ્પ્લીમેન્ટથી જાંગુબાનો ફીગર ફેસ જોવા જોગ થઇ ગયો.

વળી ડોસાની ઇસ્ટીમ ચઢી. "બપાવા, તમે હવે પણુતા કાંય કાંય નહી. જો આપ મુરબ્બી સાહેબ પૈસાના પુંજારી ને રીનના બીખારી નહી હોવ તો પેલી ચાંદન ચસમાઇ સાથે કાંય નહી ગોઠ-વાઇ જતા. ઘણી ફેર રાખુ ને સારી છોકરી છે." આ રીમાર્કથી જાંગુબાને બરડે પાણી ઉતરયું અને "ડેમ, ઓલ્ડ ફુલ!" વિગેરે બબડવા લાગ્યા.

હવે ડોસાજીએ હીંજા કાકા તરફ પોતાની દીવાદાંડી ફેરવીને બોલ્યા:—

"મકુંજે કાકા, તમે ભાકાંના ખજુરાં છેજોછ કે મોરા સુમારીનથી ને ખાટી બટાક જેવી તાડીમાં બતાસા કે ઓલી સેકરીન તો નથી દોહવતા કેની? જરા દુરથી બેસોની નો યાર! ખાટ્ટાબટ્ટ જેવા વાસ

મારોજી ! વરી મેં સમુજ્યુંછ કે તમે ઘરડે ઘડપણ પરણુંવા માંગોછ, ને તેબી વરી કોઇ જુવાન એશકીજ જોઇએ છે એ ખરૂં કે ? એ શું તમુને ઘરડે ઘડપણ અવર સુજ પરેછ ? હવે તો જે જરા રતી ખુદાએ આપેલું છે તે ખાઇ ખરચી સખાવત કરી, રોજ દાદારજીની યાદ કરો; બાકી ઘરડી ઘોડી ને લાલ લગામ જેવું તમુને છાજે નહી સમજ્યા કે ? હું તો તમારાં ભલાં માટેજ કહુંછ જો ! તમે મનમાં માથું, હાથ, પગ કંઈ લાવતા ના જો, બપાવા !" હવે ફેનીની શું કામ બાકી રહે, તેણીનાજ વરસની લાગ્ન પાણીની સલામતીની ખુમારીમાં હવે કાકાજીએ તેણીને ઉધરી લીધી. "ફેની દીકરી, એ તારાં કારાં મોંઢાપર લાલ સાડી શોભતી નથી જો, કામાટન જેવી લાગેછ ! ને એ બાલના બાલાબીછ જેવાં ઝુલફાં શાનાં આગળ કાઢયાંછ ? મકાઈ બાહુ જેવી લાગેછ ! ને તારૂ માથુ બાનુ કયાં ગીરવી મુકી આવી ? ને એ ઝાંઝર લંગર જેવું બદયાન કાઢી નાખી કંઇ સાદું પેહર કે કોઈ તરત હાથ ધરે ! બાકી એવી ફાસીનની ફીસ્યારી જોઇ કોઇ હાથ ધરવા આવશે તેબી બાર ગાઉ દુર નહાસી જશે ! 'સાદાં માદા ને સાહેબ જાદાં !' સમજી મારી દીકરી ? જરો દીકરીને જોની. સાદાઇમાં કેવી શહેનશાહબાનુ જેવી લાગેછ ? જીવતાં રેહો મારાં બચ્ચાંઓ ! હવે દીકરા બરજોર " તેવણે ચલાવ્યું. "તું મારા સપુતને તો કાંઇ કહેવું પરે તેમ છેજ નહી. તું જરૂર સુખીજ થશે. ચાલો છોકરાઓ, હવે મારી સાથે જમવાની બાજ મુકો ને તે દાદારના શુકર કરો કે તે સાહેબ સદા એવી નીમક રોટલી આપતો રહે !" આવી ગમતમાં વખત નીકળી ગયો. જાંગુબાએ દશ બાર દિવસની આવજાવ પછી જોઇ લીધું કે બુઢો તો સુકો ટાટ મુવેલો છે એટલે આવવાનું કંઇ બાહણે માડી વાળ્યું અને થોડા દિવસ પછી કોઇ

બીજી છોકરી સાથે તેના અદરાવાની ખબર ફ્રેનીએ ફાટફાટ થતી છાતીએ સાંભળી. તેજીજ રીતે હીંજા કાકાબી ફ્રેનીને પડતી મુકી એક વિધવા સાથ નાતરૂં કરી બેઠા. હવેજ ફ્રેનીએ જોયું કે તેણીનો ખરો ચાહનાર તો આ ગામડગો ઑાચજ હતો; બાકી બીજા બધા તો ખરા પ્યારને બદલે પૈસાના પુંજારી અને લોભી હતા.

કાકાજીથી ઘરમાં હવે ઘણુંજ સોહવાઇ જતું હતું. કારણ બન્ને બાપ દીકરા પણુ, ફ્રરદુનજી નોકરી મેળવીને અને રૂસી ડૉકટર થઇને ગરીબ ગુંજાસે ગુજરાન ચલાવતા થયા હતા; છતાં બજીદાઇથી ઘરનું બાકું તો કાકાજીજ આપતા હતા. સૌ ઠીક રાહે ચાલૈતું હતું તેટલાં નવાં વરસની બે મહીના આગમજ દોરાબજી કાકાને મુંબઇથી એક રેજીસ્ટર્ડ પેકેટ મળ્યું જે તેવણુના એક મરહુમ મિત્રના દીકરાનું હતું તે લખાવતો હતો કેઃ—

" વહાલા મુરબ્બીજી,

હું ઘોડા પરથી પડી ગયો છું અને મારા મહાલક્ષ્મી ખાતેના બંગલામાં સુતો છું. તુર્ત જરૂર આવજો. તમારૂંજ નીમક ખાઇ, તમારેજ પૈસે સારી સ્થીતીમાં આવી તમુંનેજ નીમકહરામ નીવડવા માટે હું મારી ચહાવા માગું છું. માટે મારી નાફરમાની માટે માફ કરી જરૂર આવજો. તમો આવશો ત્યાં સુધી હું શાંતીથી મરીશ નહી.'

આ કાગળ મનમાંજ વાંચી ખાનગી કામ માટે જવાનું જણાવી દોરાબજી ઉપડી ગયા. નવાં વરસ સુધી તો તેઓ આવ્યાજ નહી. નવાં વરસની એક દિવસ આગલ તેવણે જરને બોલાવી લીધી. જ્યારે નવાં વરસના શુભ દિવસે તેવણુની નીચલી ચીઠ્ઠી ફ્રરદુનજીને મળી !

"સર્વ વહાલાંઓ તથા મારા બરજોરને લઇ આ સાથે મોકલેલી આપણી ગાડીમાં બેસી મારે ત્યાં આજે પરોણા તરીકે આવજો. સાલ મુબારક !

લી૦ દુવાગો ભાઈ, દોરાબજી."

આ ચીઠ્ઠી વાંચી બધાં ખુશી થયાં અને ગાડીમાં બેસી ઉપડી ગયાં. ગાડી કયાં જઇ ઉભી? તે ગાડી તેઓના અસલ માંગનારને હાથ ગયલા વાલકેશ્વર ખાતેના "શાટો વીરા" આગળજ જઇ ઉભી. જ્યાં દરવાજા પર હમાલ મસાલની એક ફોજ સાથે કાકાજી તથા જર તેઓને અસ્તેકબાલ લેવા ઉભાં હતાં સર્વને મળી ભેટી કાકાજી બોલ્યા. "મારાં વહાલાંઓ, આવો, આજના શુભ દિવસે આ જુના બંગલામાં તમારાં પગલાં મુબારક થાવ ? તમે મારા ગરીબ વખતમાં મને લાબો વખત સુધી વગર આનાકાનીએ ઉતારો આપ્યો તેનું આ નજીવું ઇનામ છે. વહાલાંઓ જીવતાં રહો ને સદા સુખથી વાપરો ! મને થોડા દિવસ થયાંજ એકાએક મોટી દોલત મળી છે તે મારા એક મિત્રના બેટા તરફની છે. તે દીકરો જુવાન વયમાંજ આજ દોઢ મહીનો થયો ઘોડા પરથી પડી ટુંક માંદગી ભોગવી ગુજરી ગયો છે." તેવણ આંખમાં આંસુ લાવી બોલ્યા. "તેને મેં મારી ચઢતીના વખતમાં મારે પૈસે શીખવી કેળવી બેરીસ્ટર થવા વિલાયત મોકલ્યો એવી આશાથી કે તે બેરીસ્ટર થઇ આવે ને મારી જર સાથે તેને પરણાવસ. તે બી મારી આ ઇચ્છા જાણતો હતો. પણ તે ભલો માણુસ તો ત્યાંજ બેરીસ્ટર થઇને એક મડમને પરણીને ઘર બાર માંડીને રહયો, અને તેની આ બેવફાઇથી મને મારી દીકરી માટે ઘણું લાગ્યુ અને આ ઉંડી નાસીપાસીનો ગમ ભુલાવા હું મારી

જર સાથે એકાએક તમારે ત્યાં આવી રહયો હતો. હાલ થોડુંક થયું તેની બૈરી મરી જવાથી અત્રે આવી મહાલક્ષ્મી ખાતે એક બંગલો ખરીદી લઈ ઠાઠ માઠથી રહેતો હતો પણ એક દિવસ સખ્ત રીતે ઘોડા પરથી પડી જવાથી મરણ કાંઠે આવતાં મને તેડાવી પોતાની એવફાઈ માટે મારી ચાહી વિલાયતમાં ધંધામાં મેળવેલી બધી દોલત મનેજ આપી ગયો છે, જેથી મેં છુપાછુપ આય તમારૂં મકાન એમનું એમ ફરનીસ્ડ કરેલું વધુ દામ આપી ખરીદી લીધું છે, તે તમુને આજના શુભ દીવસે ભેટ કરૂં છું. જુગજુગ જીવીને સદા સુખથી વાપરો! આજનો શુભ દીવસ આપણ સર્વને મુબારક થાવ ને સદા સર્વના દીલ ખુશ રહે! અત્રે કાકાજીએ સર્વને પેટમાં ચાંપ્યાં અને ફ્રેનીને જરે કોટી કીસ કીધી. "આયજ બંગલામાં" કાકાજીએ ચલાવ્યું. "હવે હું મારી ફ્રેની ને બરજોર દીકરાના લગન કરવા માંગું છું અને—"

તેટલાં કોઇ દાખલ થયું. એ કોણ હતું? એ તો આપણા જાંગુબા, કાકાજીની ગબ્બર હાલત સમજી 'નકટું નાક ને ઉંધાડી કાખ' રાખી કેથા 'સાલ મુબારક' કરવા આવેલા હતા. તેવણને શેકહેન્ડ કરવાના અખાડા કરી કાકાજી બોલ્યા!—

"જાંગીરજીબા, માફ કરજો, પણ તમારા જેવા નફટ તો મેં કોઈજ નહિ જોયેલા. તમે ફરદુનજીની ચઢતી વખતે ફ્રેનીનો હાથ લેવા આવ્યા, જ્યારે પડતી જોઈ નાસી ગયા. સેવક આવ્યો ત્યારે ઘાંખરો ગબ્બર છે એમ જાણી પાછા જાલ બીછાવા આવ્યા અને મને ગરીબ જાણી પાછા પલાયન કરી ગયા. પાછા હાલ મારી ચઢતીની ખબર સાંભળી તમે દોડી આવ્યા છો. એ શું છાન પુત-

લાંનો નાચ કરો છો, મારા સાહેબ! તમોને જ્યાં છે ત્યાં તમે અદરાયલા તે તરફથી એવાંજ કારણુસર થાણુાંની ઝાડુ મળેલી લાગે છે. જાવ, મારા સાહેબ, પરણો તો કોઇ સદગુણી નારજ પરણો કે સુખી થાવ, બાકી પૈસાની ભીખ માટે ફાંફાં મારતાં કાંઈ સંસાર સુખ મળશે નહિ. સમજ્યા, મારા મહેરબાન! ટુંક વખતમાં ભલા માણુસ, મારી ફ્રેની અને બરજોરજી ગામડયા બૉચ-મંગાવી ખુરસીને લઇ આયા કૉચ, જેને એક વાર ફ્રેનીએ હીણ્યો હતો તેનાં અને મારા રૂસી અને જરનાં લગન છે જેથી આપસાહેબ પધારી આ ગરીબ બુઢ્ઢા બુબખ અને ઘરડા ઘુવડ ઘાંખરાંને માન આપી ઉપકારી કરશો."

આ તાણુાથી જાંગુબા ફજેત પોગળી જેવા બની સસ્સેકા તીન પાઉં કરી ગયા. હવે કાકાજીએ વધાર્યું:—"બરજોર સાથે જો તેની ગરીબ હાલતને લીધે ફ્રેનીએ પરણુવા ના પાડયું હોય તો તેમને નામનું મેં એક લાખનું ત્રસ્ટ કીધું છે; જ્યારે બાકીની મારી દોલત તથા મહાલક્ષ્મી ખાતેનો મારા મિત્રના બેટાનો સુંદર બંગલો જેનું નામ મેં "જર વીલા" આપ્યું છે તે મારી જર ને રૂસીને આપું છું."

છેવટે વહાલાં વાંચનાર, આવતે અઠવાડયે ફ્રેની અને બરજોર તથા રૂસી અને જરના ઑલબ્લેસ બાગમાં લગ્ન છે અને તમોને સર્વ વહાલાંઓ સાથે સાંજે પાન ગુલાબ લઈને રાતે જમવાનું ઇજન છેજી.

## વાર્તા ચોઠી.

# વારસે કબુલ !

વાલ્કેશ્વર ખાતેની 'જમશેદ હૉલ'ની ઓહળી મીલકતનો હાલનો વારેસ જાંગીર પટેલ પોતાની વિધવા માતા પીરોજબાઈ આગળ તે મીલકતના સોલીસીટરો તરફથી તુર્તનોજ આવેલો એક પત્ર નીચે પ્રમાણે વાંચતો હતો.

"હોર્નબી રોડ, મુંબઇ તા. ૧-૧-૧૯૦

પ્યારા સાહેબ,

"જમશેદ હૉલ'ની જાગીર કે જેમાં હાલ તમો વસો છો તેનો એક દાવાદાર ઉભો થયો છે. દસ્તાવેજી પુરાવા વિગેરે અમે, અમારી પૂર્ણ ખાતરી કર્યા પછીજ તમોને લખ્યું છે. અમારૂં કુલ, તેની અને તમારી વચ્ચે સહેજબી કડવાસની લાગણી ન ફેલાય, અને તમને સેહજબી અગવડ ન પડે તે માટે પૂર્ણ ઇંતેજાર છે અને ઇન્સાફને ખાતર તમારાં ભવિષ્ય માટે ઘટતું કરવા તે અમને ફરમાવે છે. તમારો જવાબ સ્વીકારી ઘટતું કરવા અને તમને જોઇતી દરેક વિગતો પુરી પાડવા અમો ખુશી થઇશું.

તમારા વિશ્વાસુ,

**બોવન, પીંચ અને બ્રેડી.**

તે 'જમશેદ હૉલ'ની એસ્ટેટના સોલીસીટરો."

આ, તે માં દીકરાને માટે કારી ફટકો હતો. જમશેદજી પટેલ તે 'જમશેદ હૉલ'ની જાગીરના માજી માલેક એક મોટા શ્રીમંત હતા. તેવણુને એકજ બેટા નામે કેકી કરીને હતો જે એક વખત નવસારી મજાહ કરવા જતાં ત્યાંના એક ગરીબ જરથોસ્તીની સુંદર બેટીને પરણ્યો. જે ઉપરથી તે બાપે છેડાઇ પડી તેને વીલમાંથી રદ કરી ઘરમાંથીબી કાઢી મેલ્યો હતો. વરશો પસાર થયાં છતાં તે મુવો કે જીવતો માલમ ન પડવાથી સર્વે તેને મુવેલોજ ધારવા લાગ્યાં; પણ બુઢાની આંખ છેક મરતી વખતે ઉઘડી હતી અને તેણે પોતાના બેટાને કરેલા ગેરઇન્સાફ માટે ઘણોજ પસ્તાઈ પોતાના ભાઈના દીકરા જાગીરને વારસ ઠેરવી બધી જાગીર આપતાં વીલમાં એક એવી કલમ નાંખી કે, 'જો કેકી અગર તેની બૈરી કે છોકરાંનો પત્તો લાગે તો તે બધી મીલકત તેમને તુર્ત સ્વાધીન કરવી.' આટલા ખુલાસા પછી હવે આપણે આપણી વાર્તામાં આગળ વધીશું.

"તું હવે શું કરવા ધારેછ, દીકરા?" જાગુની માતા પીરોજબાઇએ પુછ્યું.

"મ્માયજી, આ બાબદ નક્કી કરવાનું આપણે વકીલો પરજ છોડીશું અને આપણે એકદમ મુંબઇ છોડી હાલ તો જેહાંબોરડી જઇ રહીશું અને ત્યાંજ પરિણામ માટે થોભશું. કારણ વકીલો તેનો હક નક્કી કરે ત્યાંવેર ખોટી થવામાં સાર નથી. કારણ તે ખરો ઠર્યા બાદ નામોશી સાથે નીકળવા કરતાં આબરૂમાં પહેલાંથીજ નીકળવું હું દુરસ્ત ધારૂં છું."

આથી તેણી તુર્ત ઉપડી જવા માટે તૈયારી કરવા ગઇ. જ્યારે જાંગીરે યોગ્ય જવાબ સોલીસીટરો પર લખી નાંખ્યો, જેમાં તેને

કડવાસ ન થાય તે માટે હાલ તુરત જેહાંગીરડી જઈ રહેવાનો પોતાનો વિચાર જણાવ્યો હતો.

ત્રીજે દિવસે જાંગીર પટેલને આપણે જેહાંગીરડીના દરેકિનારે 'વૉક' લેતો જોઇએ છીયે. તે ભવિસ્યમાં કંઇ નોકરી શોધી થર પડી જવાના વિચારમાં હતો, તેટલાં તેની પાસેથી એક બાનુ પસાર થઈ જે એટલી બધી સુંદર હતી કે તેણીને જોઇ તે જાણે પેહલીજ નજરે પ્યારમાં પડયો. તે ઘરે ગયો અને આખો દીવસ તે મોહક પુંતળાંનાજ વિચારમાં પડયો. સાંજે પાછો તે ફરવા નીકળ્યો ત્યારે તેના સારાં નસીબે સહવારની તે સુંદર બાનુંને એક સ્વારના યાહોમ ધસતા ઘોડાની અડફટમાં આવી જતી તેણે બચાવી. ત્યારથી તેઓની ઓળખ શરૂ થઇ. જે ઓળખે ધાડા પ્યારનું રૂપ લીધું. તેણીનું નામ પીલુ મહેતા હતું. ત્યારબાદ તેણે પોતાનો પ્યાર તેણી આગળ જાહેર કરવા ઘણી વાર હિમ્મત કરવા મન કર્યું, પણ શરમાઇને માંડી વાળ્યા કીધું. અંતે એક દિવસે હિમ્મત કરી તેણીને પુછયું, જેના જવાબમાં તેણી શરમાઇને બોલી.

" તમે મને બચાવી. મને જન્મ સુધી તમારી આભારી બનાવી છે અને જો કે હું તમને વખાણું છું પણ દીલગીર છું કે હું તમારી થઈ શકતી નથી."

" તમને જોવા વિના મને એક ઘડીબી ચાલતુ નથી. તો મારા આવા બળવાન પ્યારની શું કિમ્મતજ નથી ? શું તમો મને સેહેજબી આશા આપી શકતાં નથી ?" તેણે હેબતાઇને પુછયું—

" સેહજબી નહિ. આવી ખુલ્લી રીતે બોલવા માટે મને માફ કરજો. ભાઈજી, દુન્યામાં મારા કરતાં બી સરસ ઘણી બી પડેલી

હશે. તેમાંની એકને પરણી તમો વધુ સુખી થશો," તેણી આંખોમાં આંસુ સહિત બોલી. "ત્યારે મને મેહરબાની કરી કેહશો કે મારા આગમજની કોઇ બીજાએ તમારા જીગરમાં જગા લીધી છે? તેણે ફરીથી પુછ્યું."

"તેમ બી નથી, ભાઇજી." તેણીએ ખુલ્લાં દીલે જવાબ વાળ્યો.

"ત્યારે તો મને હજી બી આશા છે, જો કે મને ના પાડ-વાના તમો પાસે ઘણા મજબુત કારણો હશે." તેણે આશાભેર પુછ્યું.

"ભાઈજી, તમો આવ્યા આગળ હું અત્રે એકલી છતાં ટયુશન આપી જીવ સાથે શાંત્ત અને સુખી હતી. જ્યારે તમે આવી મારૂં મન અશાંત બનાવ્યું છે. ખુદા ખાતર હયાંથી જાવ. મારા ઘસડ બોરાંમાંથી પરવારી આરામ લેવા હું આવી છું. તમો ન જશો તો મને જવું પડશે. ખુદાને ખાતર તમો જાઓ. તેમ કરવાથી ખચ્ચિત સુખીજ થશો અને સાથે મારૂં બી મન શાંત થશે કે મેં તમારૂં ભવિષ્યનું સંસારસુખ બગાડયું નથી." તેણીએ ખુલાસો કર્યો. તેણે એકવાર ફરીથી અરજ કરી પણ તે ફોકટ જવાથી તે નિરાશ થઇને ચાલતો થયો.

તેણે ઘરે જઇ આ વાત પોતાની માતાને કહી જે લાંબો વખત થયો તેને પરણાવા માથું ખાઈ જતી હતી. તેણીએ અસંખ્ય ખાનદાની અને સુંદર પંખેરાંઓ તરફ મુંબઇમાં તેના ચાલતા વખ-તમાં તેનું ધ્યાન ખેંચ્યું હતું. જે બધી તેને પસંદ પડી ન હતી; જ્યારે આ કોઈ ખાનદાન ન જણાયલા એક માસ્તરણ માટેની પોતાના બેટાની જીકકર જાણી તેણી બહુજ અજબ અને દુ:ખી થઈ.

"દીકરા મારા, આપણી આબરૂ શું અને તેની આબરૂ શુ તેનો તો કંઇ વિચાર કર." તેણી ફુસલાવવા લાગી.

"માયજી, તમે તેણીને જુવો અને તમારા સવાલનો જવાબ તમને મળશે," તેણે કહ્યું. "તેણી વગર મારી જીંદગી રદ છે. તમારા કોઇથી વાંધા ચાલશે નહિ."

"જો દીકરા ધાર, કે વખતે આપણી મીલકત આપણને પાછી મળે તો શું એ ત્યાંની શેઠાણી થવા લાયક છે? તેમ છતાં વખતે ન મળે તો ખોટી આશાઓ આપી ફુસલાવી પરણવાનો આરોપ મુકશે. તેણી તારી પરણી જીંદગી દુ:ખી નહિ કરશે?"

"મમ્મા ડીયર, તમે ધારોછો તેવી તે છેજ નહિ. તે એક ખરેજ પ્યાર અને પવિત્રાઇનું વફાદાર પુતળું છે. હું પૈસાવાળો હતો અગર હવે પછી પાછો થઇશ એવું મેં કઇ બી તેણીને કહયુંજ નથી, તેમ છતાં પૈસા કે ગરીબાઇ બન્ને તેણીના મારા તરફના પ્યારપર સહેજ બી અસર કરી શકાશે નહિ. મેં તેણીને ટુકગાંજ મારી હાલત કહીને પ્યાર જાહેર કીધો. જેના જવાબમાં ખુદા જાણે શા કારણ તેણીએ મારી થવા ના પાડી. વળી કોઇ તેણીના જીગરમાં હજુ વસ્ગોબી નથી તો શું તમો મારે ખાતર તેણીને મળી ફરી નહિ સમજાવો?" તેણે પોતાની માતાને એવી તો કરગરીને અરજ કરી કે તે માતા પીગળી ગઇ. આહ! માતા! ઓ તું અનમોલ નમુનો! તારાં શાં વખાણ ગાઉં! બચ્ચુ–ગમે તેવું હશે–ગમે તેવું કરશે–માતાને તેનું કામ ગમે તેટલું ના પસંદ પડશે–પણ એક આંસુ, રડમસ થયલો ચેહરો–તેણીનો ગમે તેવો દ્રઢ ઠરાવ ફેરવવાને પુરતાં છે. પોતાનાં બચ્ચાંને દુ:ખી જોતાં તે ફરેશતો અજબ દુખી થાય છે.

"જો તારી ઇચ્છાજ છે દીકરા, તો હું તેણીને મળીશ."

"બહુજ આભાર થયો, મમાજી. માત્ર તમો તેણીને એક વાર જોશો કેજ તમારા બધા વાંધા હવામાં ઉડી જશે. તેણીનો નિર્દોષ ચ્હેરોજ તેની ગવાહી છે."

બીજે દીને પીલુ મહેતા જ્યારે દરયં કિનારે ફરતી હતી તેટલાં પીરોજબાઇ તે જાંગુના માતા ત્યાં ગયાં અને તેણીને થોભાવી પુછયું.

"માફ કરજે દીકરી, પણ તમોજ પીલુ મહેતા છો?"

"હાજી, કેમ કંઇ કામ છેજી?" તેણી નરમાસથી બોલી—

"આજે તને મારો જાંગુ મળવા આવનાર છેની દીકરી?" તેણીએ પુછયું. જે સાંભળતાં તે સુંદરી લાલ થઇ ગઇ, જે જોઇ પીરોજબાઇ બોલ્યાં.

"બીહ ના, દીકરી. હું તેની માતાજ છું. તુને મારી વહુ થવામાં શું અડચણ છે?"

"તેમાં ઘણીક હરકતો આડે આવે તેમ છેજી," તેણી બોલી.

"કંઇ નહિ માહરી માય, તારા કરતાં મેં બેવડી દીવાળી જોઇ છે એટલે મને બધો અનુભવ છે. મારા દીકરાને પરણાવા લાંબા વખતની હું બહુજ આતુર હતી. ઘણી બી બગલાંની પાંખ જેવી પોરીઓ દેખાડી, પણ હરવાયાને એક બી પસંદ આવી નહિ અને આખરે એ જીભરૂને તું ગમી અને તારો નીખાલેસ ચ્હેરો જોઇને હું બી તુને મારી વહુ કરવા ખુશી છું. મને ખાત્રી છે કે તુંજ મારા દીકરાને સુખી કરશે. જો કે જાંગુએ જ્યારે તારે વાસ્તે મારી આગળ વાત કીધી ત્યારે તો, હું તો—મરે—ઘણીજ તેની સાથે મરાઈ. પણ હું

જોઉં છું કે મેં ધારી તેવી ઇત્તર પોરી તું નથી. તુ મારો વહુ થશે તો હું ખુશીજ થવસ ને મારી દીકરી બરાબરજ ગણસ! મારો દીકરો ગાય જેવો છે ને તે તુને આંખ પર રાખસે-તું..."

પીરુ મહેતા રડમસ વ્હેરે બોલી.

"માયજી, જે ચીજ હું જંગુને કહેતાં અચકાઇ તે ચીજ, તમારી માયાળુ લાગણી જોઇ તમને કહેવા હું કંઇ અડચણ જેતી નથી, જે વાત તમોજ તેને કહેજો. મેં તેને ના પાડી, કારણ હું એકવાર પરણી વિધવા પણ થઇ છું. મારૂં જન્મ નામ પીરોજા પેસ્તનજી મહેતા છે. મારૂં પરણ્યું નામ તો મેં સદા માટે ભુસીજ નાંખ્યું છ. જ્યારે હું એક છોકરી હતી ત્યારે મારા ગરીબ પીતા પેસ્તનજી તથા એક કામ કરનાર ડોસાંને આસરે રહી ઉછરી હતી. મારા બાવાજી નવસારીમાં નાનું જેવું હોટલ ચલાવતા હતા. ન્હાન-પણથીજ હું માતાના મીઠા અને માયાળુ સાથાથી તો બેનસીબ. હવે એક દીને એક મુંબઇગરો એસ્કી જુવાન મજાહ કરવા નવસારી ઉતરી પડયો અને મારા બાવાજીના હોટલમાંજ કેટલોક વખત સુધી રહ્યો. તેને હું ગમી. તેના બહારના દેખાવ પરથી હું પણ લોભાઇ અને તેની ચાપલુસીથી લોભાઇ મારા ગરીબ બાપે મને તેની સાથે પરણાવી. પણ થોડા મહિના પછીજ હું પસ્તાઇ. તે એક પાજી ખવાસનો રદી માણસ હતો. પાછળથી માલમ પડયુ તેમ અમારાં લગ્ન તેના કુટુંબની રજા વગર થયલાં હોવાથી તેના બાપે તેને નિવારી મુકયો હતો. જેથી તે ત્યાંજ બેકાર પડી રહ્યો અને જે કંઇક રોકડ વિગેરે હતું તે ખાઇ ખરચી છાકટો અને જુગારી નીવડયો અને મારી પરણી જીંદગી તમામ ધુળ બનાવી. મારૂં દુઃખ જોઈ મારા

ગરીબ બાપની માર્ગે લાગ્યા. મારી એ દુઃખી જીંદગીનો જલદીજ છેડો આવ્યો. ઘણોજ દારૂ પીવાથી અને ખરાબ જીંદગી ગુજારવાથી તે એક દિવસ ભામટાઓ સાથે જુગાર રમતાં મરાયો, તેમાં તેને માર પડયો ને ચાર દિવસમાં તેની અસરે મરણ પામ્યો. હું બીલકુલ એકલીજ પડી, જેથી તે ઘર તમામ બારી બોરી હું મુંબઈ ચાલી ગઈ અને મેં સખત સોગંદ લીધા કે 'હવે ફરી કદી પરણવુંજ નહિ.' તેણી આ કહેતાં સમેત રડી પડી.

"મારી દીકરી, તુને કેવું લાગતું હશે તે હું જાણું છું. તે સોગંદ તોડવા હું કદીબી તુને બોહસ કરતે નહિ, પણ તું શું એમ ધારે છે, દીકરી, કે મારો જાંગુબી તેના જેવોજ ખુની નીવડશે?"

"ખુદા એવું કદી ન બનાવે, માયજી. જો કે જાંગુને મનથી તો હું તેનીજ દુન્યાજ છું છતાં તે બિચારો તો આ કહાણીથી બીલકુલ અજાણો છે," તેણી બોલી.

"મારી ખાતરી છે, વ્હાલી દીકરી, કે તે કદીબી એ વાતની દરકારબી કરશે નહિ. શું કરવા કરે, મારી ગાય? સામી તારી તો દયા ખાવી જોઇએ! તારે હાથે કરીને દુખી બનવાની જરૂર નથી. ખુદા મદદગાર છે તો સૌ સારાં રૂડાંજ કરશે. તારા ગાંડા સોગંદને ભુલી જા. હમો ગરીબ છઇએ પણ દીલે તવંગર છીયે. તું તો જરૂર સુખીજ થશે. જરા થોબ. દીકરી, મારી વાત સાંભળી લે.

મારો જાંગુ એક મોટી મીલકત નામે 'જમશેદ હૉલ'નો વારસ હતો, પણ તે માટે હાલ એક દાવાદાર નીકળી આવ્યાથી તે મીલકત હાલ તો વાંધામાં છે અને તેના સોલીસીટરોના કબજામાં છે."

'મને પૈસાની તુંબા નથી. હું મારા જાંગુને ખરા પ્યારથી ચાહતી હોવાથી પૈસા કે મીલકતની શા માટે દરકાર કરૂં?' તેણી મીઠાસથી બોલી.

"ઓ, હું મરૂં રે, મારી સગનવંતી ને સંતોષી દીકરી પરથી, "સુખી રહેજે મારી દીકરી, અને અખઇ થઇને ઘણી દીકરાનું ઘણું સુખ જોજે. 'જો ગાંડી ના થતી હં, મારી માય. મારા દીકરાને હવે ખુશીજ કરજે."

તે ડોસાંએ ખુશી થઇ ઓવરણા લીધાં અને મળી ભેટી ખુશી થતાં ઘરે ગયાં.

બીજે દીને જાંગુએ તેણીની ફરી મરજી પુછી. જેનો ખુશી ભરેલો જવાબ મળવાથી તેઓ અદરાયાં અને આઠ દિવસ બાદ પરણ્યાં. બીજે અઠવાડગે જાંગુને મુંબઇથી એક પત્ર તેની મીલકતના સોલીસીટરો તરફથી મળ્યો, જે તેણે પોતાનાં વહાલાંઓ સનમુખ વાંચી સંભલાવ્યો. જેમાં 'જમશેદ હૉલ'ના હકદાર વારસે બધાંને મુંબઈ બોલાવ્યાં હતાં અને જમશેદ હૉલમાં બીજે દિવસે સાંજના પાંચ વાગતે મળવા ઠેરવ્યું હતું.

બીજે દીને તેઓ બન્ને મુંબઇ જવા નીકળ્યાં. જ્યારે પીરોજબાઇ ત્યાંજ રહ્યાં. પીલુ ખુશમાંજ હતી. જ્યારે તેઓ 'જમશેદ હૉલ'માં જઇ પુગ્યાં ત્યારે પીલુ તે સુંદર મીલકતને જોઈ બોલી, "વાહ! શું સરસ મીલકત છે વ્હાલા? નકરો જાણે બાગે બેહસ્ત જોઇ લેવો."

"ખચ્ચિત તેવીજ છે મારા જાન. અને તે આપણા હાથમાંથી માત્ર એક કાગળના ટુકડાથી ખુંચવી લેવામાં આવે છે. તારે ખાતર હવે હું બાથોબાથ લડીશ."

'વ્હાલા, તમો મને મનથી લખ્ખોની દોલત કરતાં વધુ છો. નાચીજ પૈસાની મને શું તુંભા છે?' પીલુ તે વ્હાલાને વળગી પડતાં બોલી.

સાંજના ચાર વાગ્યા અને બન્ને હૉલમાંની ટેબલ આગળ પાસે પાસે બેઠાં. સાડાપાંચ થયા પણ ના મળે સોલીસીટર કે હકદાર વારેસ!

"પીલુ ડીયર, વખત થયો છતાં અહિં તો કોઈ કાળું કુતરૂં મળે નહિ." જાંગુએ હવે ધીરજ ખૂટી જવાથી અધીરાઈથી બોલ્યો.

"હા, વ્હાલા, હવે તેજ વખત આવ્યો છે," તેણી તેની ગરદન આસપાસ હાથ વિંટાળી પોતાનું માથું તેની છાતીમાં છુપાવી તે બોલી. "તે હકદાર તો તારી પાસેજ બેઠેલો છે, વ્હાલા."

"યા ખુદા! પીલાં, શું તું હકદાર?" તેણે ખુશીના આવેશમાં પુછયું.

"હા, મારા જાન, હુંજ તે હકદાર છું. કેકી પટેલની ધણીઆણી અને 'જમશેદ હૉલ'ની કાયદેશરની વારેસ. સાંભળ, મારા પ્યાર, કે અમે પરણ્યા અને વ્હાલાં માયજીને મેં કહયું 'તું તેમ મારો ધણી કંગાળ જીંદગી ગુજારીને માર્ગે લાગ્યો. તેણે પોતાના કુટુંબી કામોથી મને બીલકુલ અંજાણીજ રાખી હતી અને હું તેમજ રહેતે, પણ મુંબઈ આવ્યા બાદ થોડા દિવસ પછી મારા ધણી અને તેના બાપની મીલકત વિષે કંઇક વાત કરતાં મારાં પડોશીઓને મેં સાંભળ્યા, જેમાંની કેટલાક બરાબર મળતી વીગતો મારી ઉલટ ઉશ્કેરાવાથી મેં કેકીના કાગળ્યાંમાં તપાસ કરી, જેમાનાં

કેટલાંકથી એ વાતને ટેકો મળવાથી મેં તે એસ્ટેટના સોલીસીટરોને લખ્યું કે તેઓ તુત મને મળવા આવ્યા અને કેકીના કાગળો વિગેરે જોઇ ઘટતું કરવા ધીરજ આપીને ગયા. ત્યારબાદ મેં જેહાંબોરડી આવી એક નવો દોસ્ત કર્યો જે તું જાન હતો. હું હવા ખાવા જેહાંબોરડી આવી હતી. કોણ જાણે શું હતું કે તને જોતાંજ હું તું પ્યારાની જંજીરમાં જકડાઇ ગઇ.

મમ્માએ બધી વિગત મને સમજાવી ત્યાં સુધી હું સદંતર અંજાણ હતી. માફ કર, મારા પ્યાર, મારે તને બધી ખરી વાત કહી દઇ ઇંતેજાર કરવાની જરૂર ન હતી, પણ હું તો તને અજબ ને ખુશી કરવા હું લલચાઇ હતી મારા જાન, આ બધી મીલકત મારાં જીગર સાથે તારી પોતાનીજ છે અને સોલીસીટર હવડાં તે માટેનું લખત લઇને આવશે, નહિ...મારા જાન, એમ ના કર...તું મારો સરતાજ છે. મને એ મીલકત શા કામની? આજથી તું મારો પણ માલેક છે."

'મારા જાન-મારા જાન' તે હર્ષઘેલો જવાન ફકત આટલાજ શબ્દો ઓચરી શકયો.

અડધા કલાક પછી સોલીસીટરે આવી લખતપતર રજુ કીધું. જેહાંગીરની ગમે તેટલી સમજાવત છતાં પીલાંએ હસીને તેપર સહી કીધી અને મીઠાસથી એક કીસ કરી ખુશી થતી ચાલી ગઇ.

"મી. જેહાંગીર તમે ખરેજ નસીબવંત છો. તમોને એક હીરોજ મળ્યો છે!" સોલીસીટરે, કહ્યું—

'હીરો નહિ પણ લાખમાં એક નીકલતી કિમતી દોલત!' તે

જવાન હર્ષિત જીગરે બોલ્યો. "પૈસાની મને પરવા નથી પણ મારી પીલાં...આહ!...' તે ઉભરાતાં જીગરે પોતાની માતાને તે શુભ સમાચાર તારથી જણાવવા દોડયો અને પછી...

પછી શું વળી? એટલુંબી નહિ સમજતા!

---

## વાર્તા પાંચમી.

---

# એક કુદરતી સંજોગ.

ઓલ્લો ત્યારે સુના માસીએ મને ૧૦ વરસે પણ યાદ કીધો ખરો. ગમે તે પણ ડોસાં માયાલુ તો ખરાં. તેવણુ શું લખે છે?

"સુરત, તા૰ ૧-૯-૧૪.

**વ્હાલા દીકરા સોલી,**

મરે આખરે તું ચીનથી આગ્યો ખરો? ગરીબ માસીને માટે ચીનાઇ સાકર કંઇ લાગ્યોછ કે? લાયો હોસે તો તેજ સાકરે જીભરૂં તારાં લગન કરી મીઠું મોહડું કરવું પડશે. તું જાણેછ દીકરા કે બેહસ્ત બીચારીને તે તારી માય સાથે આગળથીજ મારી શીરીનનું તારી સાથે ગોઠવવા ધારેલું છે. તે બી હવે તો અખઈ રહી વીસ

વરસની થઇછ તેથી તું જરૂર મારો બોલ કબુલ કરી ઘરડી માસીને ખુશી કરજે. તમે તો એકેકને નાનપણમાં જોયલાં તેજ. જરૂરજ બેચાર દહારા આવી જજે. દીકરી શીલ્લાએ તુને દુવા લખાવીછ. ઘણી દુવા સાથે.

લી૦ તારી **સુનામાસી.**"

"વાહ! ડોસાંએ તો મારી બૈરીબી શોધી કાઢી દેખું? પણ તે મને ગમશે કે? મેંતો જબલાં વારી જોયલી તેજ. ઑલ બોશ! આપરે કંઇ એકદમ કબુલ થવાના નથી. આપરે તો હયાં મુંબઇમાંજ મોજ મારીએછ જ્યારે ડોસાં વાત જોયાજ કરશે, દેખા જાયગા." વાંચનાર ઉપલું દાસ્તાન સોરાબ શેઠના પોતાના મન સાથે રેલવે હોટલમાં બબડતો હતો. તે કમનસીબે માબાપ વિનાનો હતો પણ એક મીત્ર સાથે ચીન જઈ વેપારમાંથી કમાઇ આવ્યો હતો. એટલા ખુલાસા પછી આપણી વાર્તામાં આપણે આગળ વધીશું.

ચારેક દીવસ પછી તે ચર્ચગેટના દર્યા કીનારે સાંજે ભણતો હતો તેટલાં એક બાઇની ચીસ સાંભલી પાછલ ફરી જોતાં એક નવજુવાન બાનુને રેલના પાટાની આંટી લાગવાથી તે ઉડી પડેલી જોઇ. અધુરામાં પુરૂં એક લોકલ લગભગ નજીક આવી પુગી હતી જેથી તે વાને વેગે દોડયો અને બાનુને ઉંચકી બહાર લાવ્યો કે પેલી લોકલ પસાર થઇ ગઇ. તેણી ગભરાટને મારે બેશુદ્ધ થઇ ગઈ હતી. પાણી છાંટી હુશીયાર કરી એક વીકટોર્યામાં તેણીને બેસાડી તેણીને ઘર લઇ ગયો. ગાડીમાં તેણીએ જણાવ્યું કે તેણી બેજ દીવસની પોતાના માસી સાથે મુંબઇ આવી અને તેવણનું માથું દુઃખતું હોવાથી એકલીજ ફરવા આવી હતી. તેણીને મકાને ઉતારી

શરમાઇને બહારથીજ તેણીના ઉપકારના શબ્દો સાંભલી તે પોતાના હોટલમાં આવ્યો અને એક ખુશીનો દમ ખેંચી બબડયો "આહ! હવે સુના માસીને કહીએ કે વાટ જોયા કરજો. આયજ છોકરી–અરે કેવી ગ્રેસફુલ અને શરમાળ મારે લાયકની છે. પણ મેં શું કાચું કાપ્યું. શરમ અને ગભરાટને મારે મારૂં નામ તેણીને સપલ સકલાત કહેવાઈ ગયું હવે તો એજ ચાલવા દેવું જોઇએ પછી જે થાય તે ખરૂં. નહીં તો તેણીની નજરમાં હું જુઠો પડીશ." ટુંકમાં તેઓ ત્યારબાદ ડોસાંની જાણ વગર વીકટોરીયા બાગમાં અને દરીએ કીનારે મલવા લાગ્યાં અને બન્ને એકમેકને ચાહતાં શીખ્યાં.

એક દીવસે તેને મુંબઇથીજ સુનામાસી તરફથી પત્ર મળ્યું કે તેઓ મુંબઇ શીરીન સાથે આવેલાં છે માટે મલી જવું તેથી તે ગયો. પહેલાં તેને શીરીન મલી તેઓ એકમેક સાથે ખુશ ગોફતેગોમાં હતાં જે ડોસાં જોઇને ચોંકયાં. તે બોલ્યો? "વ્હાલી શીરીન, તું મ[illegible] થશે!"

"હું દીલગીર છું વ્હાલા, કારણ મારૂં તો મારાં માસીએ મારા સગા સાથે ગોઠવ્યું છે અને તે આજેજ મલવા આવવાનો છે." આથી તે નાસીપાસ થઇને પાછો ગયો અને બીજે દીને માસીને મલવા ગયો. ડોશાંએ તેને સારો આવકાર આપ્યો અને ચાહ પાણી કરાવી શીરીન સાથે પરણવાની વાત છેડી. સોલી બોલ્યો. "માસીજી, જો કે મે તમારી શીરીનને જોઇબી નથી છતાં મારે લાયક બૈરી મેં જોઈ કાઢી છે માટે શીરીન આજથી મારી બહેન જેવી છે. મારી 'સ્વીટી' નું નામબી શીરીનજ છે જેને રેલવે અકસ્માતથી બચાવવાનો શુભ સજોગ બન્યાથી અમો એકમેકને ચાહતાં થયાં છીયે."

"પણ દીકરા મારા, તે શીરીનને તો કોઇ સપલ સકલાતે બચાવ્યાંનું પેપરમાં મેં વાંચ્યું," સુના મારી બોલ્યાં."

તે ખરૂં માસીજી, પણ ગભરાટને મારે મારાથી ખોટું નામ અપાઇ ગયું જે હજીબી સુધારવા હું શરમાયાજ કરૂં છ."

"જો દીકરા, અંજાણું ને આંધળું બરાબર પણ એ અમારાં સુખમાં નડતી પડતી મુઇ શીરીન ફીરીન કોણ છે? તે મને કહેશે?"

તેટલાં શીરીન દાખલ થઇ. "લેવ માસીજી આયજ મારી શીરીન એને તમો સાથે કયાંની ઓળખાણ?"

"આય મારી શીરીનને વાસ્તે તું કહેછ? ગરઢીયા તું ઘરડી માસીની મશકરી નથી કરતો?" માસીજી છેડાયાં. "કાલે તો એનીજ સાથે તું પ્યારની વાત કરતો હતો."

"અલબત માસીજી હું ધારૂં છું કે કંઇ આંધરે બેહરૂં કુટાયું છ. એજ મારી શીરીન, એનેજ મેં અકસ્માતમાંથી બચાવી." સોલીએ ખુલાસો કીધો.

"હા માયજી, એવણે સપલશાહેજ મને બચાવી."

"તે તારી માય મરેરે તું કંઈ અકસમાતની વાત બોલતો નહીં. હવે કહાં જઇ મરૂં." ડોસાં ઉખડયાં.

"માયજી, તમે એકલા આયા સાથેબી ફરવા નહી મોકલશો કરી બોલી નહીં ને આયા બી. મેંજ તે દહાડે પાછી વારી."

"અરે, મરેરે, આય બેણુ જોયાં? પણ શીરીન તુંને તો મારા બહેનના દીકરા સાથે પરણાવાની હતી," ડોસાં રમુજ કરવા બોલ્યા.

"અને એવણુ તો તારે હાથની માગણી કરવા આયાછ ?"

"જોવ માયજી, તમારી દીકરીને સુખી કરવા માગતાજ હોવ તો એવણુજ મને ગમેછ," શીરીને કહયું.

"જો તારી મરજી એમ છે તો જા એમજ કરીશું," ડોસાં બોલ્યાં.

"ઓ મારાં કેવાં માયાળુ મમા, માય હોય તો એવાંજ હોજો" કરી શીરીને હરખથી ડોસાંને કીસ લીધી.

"પણ દીકરી એવણનું નામ સપલ નહીં પણ સોહરાબ છે જો ? ચોકતી ના પણ એવણ સાથેજ હું તારાં લગન કરવાની હતી," ડોસાંએ ખુલાસો કીધો.

"અને સોલી, હું ઘણા દહાડાની ડાકટરની સલાહ લેવા મુંબઇ આવીછ જો દીકરા? મરે પેહલેજ અકસ્માતને દહારે તુંને જોતે તો આવી મુછ ભુલ ભુલામણી થતે નહીં જો દીકરા ?"

"ઓ ! ત્યારે એવણે મને ઠગી ? બીજુજ નામ કહી મને ભોળવી. જાવ હું કંઈ એવણ સાથે પરણવાની નથી" કરી કહેતાં શીરીનની આંખમાં બેહરામશાહ આવી ગયા.

"પણ વ્હાલી શીરીન, તું એમ કેમ કરેછ ? હુંબી તું મારી માસીનીજ શીરીન છે એમ કયારે જાણતો હતો જે ? ચાલ હવે પાછી હસ્તી પુતલી બની જા જોઉંછ તો ?" સોહરાબ બોલ્યો.

"ત્યારે કેથી 'ભુલ ભુલામણી' થઇ દેખું."

ચાલો માસીજી કાલે પતેતીને દીવસેજ અમારાં લગન કરો. ખુદા આ સાલ સૌને મુબારક કરે !

શીરીન તથા સુના માસી:— "આમીન !"

---

## વાર્તા છઠ્ઠી.

---

# અંતે ધર્મોજય.

"આહ ! હવે તો નખોદ ગઈ છેકજ કરકા કરકી ચાલેછ. પણ બાઇ જોવ ! સર તેમુરસ્પ તાલેવંતના કુટુંબ સાથે ઓળખાણ થઈ છે અને તેવણુની એક બેટી પરીન અને દોકરાની દોલત બન્નેમાં સેવકનો ડોલો ખોભાયો છે. બટ, કનફાઉન્ડ ઇટ ! સમજવા મેળે મારો મુજી પીતરાઇ રૂશીબી ત્યાં આવતો જતો દેખું. દોકરાએ આજે આઠ વાગે બોલાવ્યો છે તો ખરો, હવે જોઇએછ કે ઉઠરો કઇ તરફ બેસે છે."

વાંચનાર ઉપલું ટાહેલું જસી બ્હાડીયા પોતાના રૂમમાં ફરતો ફરતો હતો. તે તાલેવંત હોલમાં ગયો જ્યાં કેડો રૂશીબી આવેલો તેને જોઇ તે બોલ્યો 'યુ ઇન્ફરનલ બીસ્ટ ! તું અહીં ?

"કેમ નહીં ?" રૂસી બોલ્યો. "મને અત્રે સવા આઠનું એપોઇંટમેંટ છે.

"અને મનેબી આઠ વાગેનું છે" જસી ફફડીને બોલ્યો. તેટલાં નોકરે આવીને ખબર આપી શેઠ જસી બ્હાડીયાને પહેલાં બોલાવે છે તેથી તે ગયો.

"વૅલ મી. બ્હાડીયા, તમે મને મળવા આવ્યા છોની?" તાલેવંત શેઠે કહ્યું. "પણ મારી બેટી તમુને ચાહે છે?"

"હું તેમ માનું છું સાહેબ અને તેથીજ આપને અરજ કરૂં છું" તેણે કહયું

"ત્યારે જુવો મી. બ્હાડીયા હું મારી બેટીને મુવેલી જોવા ઇચ્છાશ પણ તમો સાથે પરણાવીશ નહીં. તમે એક ઉડાઉ, છાકતા, જુગારી અને બીલકુલ રદબાતલ પુરૂષ છો. તમે તમારા બાપદાદાની લાખની દોલત રાખ કીધી જેથી તમારા પીતા પાછળ છ માસ પછીજ તમારી માતા તુટેલે હૈડે મરણ પામી. હું તમો માટે દીલગીર છું પણ મારી પછી મારી દોલત અને દીકરીની સંભાળ લેવા માટે તમે બીલકુલ નાલાયક છો. સીધારો સાહેબજી" તે બુઢ્ઢાજીએ હવે રોકડુ પરખાવ્યાથી જસી એક શબ્દ પણ બોલ્યા વગર બહાર નીકળ્યો.

બીજે દીવસે બન્ને પીતરાઇઓ મળ્યા, રૂશીને ખુશ જોઇને જસીએ પુછ્યું "કેમ બચ્ચા કંઇ ઘણોજ ખુશીમાં આવી ગયોછ?"

"હા ભાઇ, ગઈ કાલે મારી પરીનના હાથની ડોસાજી પાસે માગણી કરતાં જો હું બે માસમાં રૂ. ૩૦૦૦ પેદા કરૂં તો મને પરીન સાથે જોડવા તેવણ કબુલ થયા છે," રૂશીએ કહયું.

"આહ ખરેજ નસીબવાન કુતરો!".કરી બબડતો જસી મનમાં ચોકસ ઠરાવ કરી ચાલતો થયો.

જસી પોતાના મીત્ર પેસી સાથે ત્રેનમા મુસાફરી કરતો હતો. આ પેસી દુબાશબી એક પકકો બદમાશ હતો.

"આહ! એ મારા પીતરાઇનો જીવ લેઉં તો થોડું છે?" જસી બબડયો.

"આહ! હા. હા. હા. હા! અરે જસી, એ તમો બન્નેને ઉંદર-બીલારીનું વેર કેમ છે?" પેસી ખડખડાટ હસી બોલ્યો.

"જોરે એઈ, હું હાલ રમુજ કરવાના મુડમાં નથી માઇ ડીઅર! તે નખોદ ગીયો મજેહતરેહથી લખોની દોલત ને ફાંકડી પોટ્રી લઈ જાય અને હું એક ગોખલામાં બેસીને તે જોયા કરૂં? ઓ થીસ ઈઝ ઇનટોલરેબલ!" જસી ફફડીને બોલ્યો અને બધી કાહણી પેસીને કહી.

"પણ તેની ઉપર તું કેવી રીતે કીનો લઇને તેને ખુવાર કરવા માગેછ?" પેસીએ બધી વાત સાંભળીને જસીને પુછયું.

"જો એઈ મકકમ ખુફા સાંભળ, પરીને તેની થવા કબુલાત આપી છે પણ ડોસો તો પોતાની શરતને વળગી રહયો છે ને જબરો વેપારી બચ્ચો છે. આહ! જો મારી પાસ રૂ. ૫૦૦૦ હોય તો એ માસ આગળ એ રકમની બરકતે એને કોઈબી. રીતે એના ધંધામાં ફાવવા નહી દઉં અને આવી રીતે એ કંગાલ કુતરા ઉપર વેર લઉ. પણ તે લાવવા કયાંથી?" જસીએ દાંત પીસીને ખુલાસો કીધો.

" તે કાંય તારી રૂ. ૫૦૦૦)ની પોલીસી છેની ?" પેસીએ કહ્યું.

" પણ તે ગીરવી મુકતાં કંઈ પુરી રકમ નહીં આવે જ્યારે પુરા તો હું ઘપી જાઉ ત્યારેજ મળે કેની ?" જસીએ દુ:ખથી કહ્યું તે પોતાના ઉંધાં નશીબને શ્રાપ દેતો બેઠો હતો, તેટલાં ત્રેન એક બીજી ત્રેન સાથે અહડીને ભાંગીને આગ લાગી અને તેથી કેટલાંક માણસ છુંડાઇ ગયાં, અને કેટલાંક માર્યાં ગયાં જેમાં તેઓના ડબ્બામાંનોબી એક માણસ મોહડું છુંડાઈને મરી ગયો. અમલદારો જે તપાસ કરતા હતા તે છેક પેલે નાકે હોવાથી જસીને એક વિચાર સુજ્યો.

" ચાલ, પેસી, ઉતાવળ કર આ માણસ મારાં કદને મળતોજ છે તેને માહરાં કપડાં પહેડાવી દે ને અંદર મારો કાર્ડ કેસને કાગળ છે તેથી સેવક મરેલો જાહેર થશે અને વીમાના નાણામાંથી સેવક બીજે નામે હૈયાતી ભોગવી એ બદમાસ રૂશીપર વેર લઈ તેનો પ્લાન ઉંધો વાળશે. બી કવીક! એ વીમાના નાણાનો 'કલેમ' તુંજ કરજે. ઉતાવળ કર, હું કાંઇ મેડ થયો નથી. હું તેનાં કપડાં પેહારુ લેઉ છું. એ પુરૂષ સેવકના નામે ઘોરમાં જશે. ચલાવ, યુ ફુલ, જોયા શું કરેછ ?" જસીએ ઉશકેરાઇને કહયું.

આ વાતને દીવસે વીત્યા બાદ બન્ને સાહેબો પેશી દુબાશ અને ખસી પાકટ ( જસી વ્હાડીયા ) સાથે બેસીને પોતાની યોજના ઉપર મલકાતા તે પાર ઉતરે તેની સલામતી લેતા હતા તેટલાં જસી એક પેપર ઉપર ટપકે જોતાં ફીકકોફ્ચ થઈ ગયો તેની આંખે અંધારાં આવી ગયાં.

" શું છે માય બૉય ?" પેસીએ આગળ જઇને પુછયું.

"વાંચ–અરે વાંચ આય–દારૂગોળાનો સામાન. એ માઇ ગૉડ ચોરને પોટલે ધુલની ધુલ તે કેહું ખરૂજ "આહ! ખુદાઇ લાકડીને અવાજ નથી. અંતે ધર્મોજય!" જસી ઉશકેરાઇને બોલ્યો તે 'તાજા સમાચાર'ની કોલમમાંનો નીચલો પેરેગ્રાફ પેશીએ વાંચ્યો.

"અમો સારી સત્તાથી જણાવવાને ખુશી છીયે કે આપના જાણીતા શેહરી મી. રૂસ્તમજી વ્હાડીયાના એક દુરના સગા વિલાતમાં ગુજરી ગયા છે જેવણ પોતાની બે લાખની દોલત બન્ને પીતરાઇઓ રૂસ્તમજી તથા જમશેદજી વ્હાડીયાને સરખે ભાગે આપી ગયા છે. પણ છેલ્લા ગ્રહસ્થ થોડો વખત થયા બનેલા ભયંકર રેલવે અકસ્માતમાં માર્યા ગયલા હોવાથી બધી દોલત રૂસ્તમજીનેજ મળશે. જેવણનો વેપાર સાંભળવા પ્રમાણે કેટલાક વખતથી ગબડેલો હોવાથી આ બાદશાહી રકમથી પાછો ઉગી નીકળશે. વળી અમે વધુમાં જણાવવાને શકતીવાન છીયે અને મી. રૂસ્તમજીને મુબારકબાદી આપીએ છીયે કે તેવણના લગન થોડુંકમાં અત્રેના જાણીતા લખપતી શેહરી સર તેમુરસ્પ તાલેવંતની એક પુરી બેટી પરીન બાનુ સાથે થનાર છે. ખુદા એ જોડાંને ઘણું સુખ આપે!"

આ વાંચી બન્નેજણ કપાલ કુટી બેઠા, જ્યારે રૂસી પોતાની પ્રીયાને ટુંક વખતમાં પરણીને સુખીજ થયો.



# વાર્તા સાતમી.

---

# સ્વભોગ—સાચી મુહબ્બત.

'શું વ્હાલા જીમ ત્યારે કંઇજ આશા નથી?'

'નહીં વ્હાલી હું ખાશ કરીને તારે ખાતર દલગીર છું. તે જાહેર ખબરમાં જણાવ્યા મુજબ એક ખાનગી સેક્રેટરી તરીકે રેહવા માટે હું તે તવંગર બુઢ્ઢા મી૦ મચ્ચીસન જે ઓસ્ટ્રેલીયાથી હમનાજ આવ્યો છે, તેને મલ્યો. તે બેલગ્રેવ સ્કવેરમાં રહે છે. તેણે મને વરસ દહાડે ૨૦૦) પૌંડ આપવાની ઓફર કીધી.'

'બસો પૌંડ? ઓ જીમી, આપણે કેવા ભાગ્યશાળી. પણ ડીઅર તે જગા તુને મળે એવી સહેજબી વકકી છે કે?'

'હું ધારૂંછ કે હું તેને ગમ્યો છું અને તે મને રાખશે, પણ—'

'પણ શું વ્હાલા?'

'પણ તેની એક ઘણીજ કરડી ને ખરાબ સરત છે. તેને એક પરણેલા પુરૂષની જરૂર નથી પણ તેને તો એક કુંવારો અને એકલો માણસ જોઇએ છે.'

'પણ જીમી, તમે પરણ્યા છો એમ તેવણુને તમે કહયું કે?' તેણીએ આતુરતાથી પુછ્યું.

'નહીં ડીયર હું કહેવા જતો હતો પણ કંઈ બીજીજ વાત તે વચમાં લાવ્યો જેથી હું બોલતાં અટકી ગયો.'

'ત્યારે જો તમે કુંવારા હોતે તો એ જગા તમને મળતે ખરીકે?'

'અલબત ખચીતજ! પણ તું જરાબી દુઃખી કે દીલગીર ના થા ડીયર હેલન.' તેણે તેણીની કમરની આસપાસ પોતાનો હાથ પ્યારથી વીંટાલી કહયું. 'શહેરમાં બુધ્ધા મચ્ચીસનથી ઉલટા ખવાસના સેંકડો પડેલા હશે જેઓ પાસ જઈ હું કલાર્ક કે સેક્રેટરીની જગા માટે અરજી કરીશ.'

'હું જ્યાં સુધી વીચાર કરીને તને મારી કાંઇબી સલ્લાહ આપું નહી ત્યાં સુધી તું મચ્ચીસન આગલ પરણેલા તરીકે જાહેર થતો ના ડીયર, આપણ બન્ને મલી એનો કંઇબી તોડ કાઢી શકશું. મારા લવ!'

'હું ખાસ તારે ખાતર ઘણો દીલગીર છું, ડીયર, કે આપણને આવી કંગાલ હાલત ગુજારવી પડે છે. મેં તું ડીયરને એટલું જલદી પરણી મોટી ભુલ કરી છે કે જેથી કરી તું આવા સંકટમાં આવી પડી. પણ આવા ખરાબ વખતની આપણને સ્વપને વકી ન હતી. ખરૂંની? આપણે એકમેકના પ્યારમાં સુખી છીયે એટલુંજ બસ છે. તું જરાબી દીલગીર તો નથીની ડીયર?'

'જરાબી નહીં જીમ, મને તારે માટે બહુ દયા લાગે છે પણ ખુદા કંઇબી સારૂજ કરશે. આપણે એનો કાંઇબી તોડ શોધી કાઢીશું."

'આપણે તેમ કરીશુંજ, તું જાણેછ કેની ડીઅર કે દરેક કાલુ વાદળું પોતાની અંદર સફેદ ચકચકીત પડ ધરાવે છે.' આટલું કહી

તેણીને એક પ્યાર ભરી કીસ લઇ જીમ બીજી નોકરીની તજવીજ માટે દાદર ઉતરી ગયો.

વાંચનાર. ઉપલી વાતચીત એક તરતના પરણેલાં જોડાં મી૦ જીમ અને મીસ હેલન ટેલર વચ્ચે થઇ હતી. તેઓએ ઉતાવળમાં પ્યારના લગન કીધા હતા અને હવે પાછલથી નોકરી ચાકરી વગર પોતાનો વખત ઘણીજ તંગીમાં કાઢતા હતાં.

એક જાહેર ખબર ઉપરથી જીમે કોઈ મી૦ મચ્ચીસનના સેક્રેટરીની જગા માટે અરજી કીધી; પણ તે બુઢ્ઢો એકુ કુંવારા પુરૂષનેજ પસંદગી આપનાર હતો એમ ઉપલી તેઓની વાતપરથી સહેલથી જણાશે. ઉપર જણાવવા મુજબ જેવો જીમ દાદર ઉતરી ગયો ત્યારે તેણે સલામ કરતાં 'સલામ વહાલા' ના શબ્દો બોલતાં હેલનની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. શું તે છેલ્લી સલામ હતી! આહ. ! તેણીના દિલમાં પોતાના વહાલા જીમને સુખી કરવા પોતે તેનેથી દુર થઇ જવાનો ન ધારેલો ખ્યાલ ઉભો થયો. પોતાની લાગણીને જેમ તેમ દબાવી, પોતાના જીગરજાન વ્હાલાના ભવિષ્ય માટે કાંઇબી કરવુંજ જોઇએ એવો તેણીએ ઘણાજ ગમખ્વાર દીલે કસદ કર્યો.

ફકત અરધોજ કલાક અને હેલન તે વ્હાલાં ઘરમાંથી આંસુ ભરી આંખે પોતાના દીલપર ઓવરકોત ઓલવી હાથમાં એક નાના બેગ સાથે બહાર પડી. આહ! તેણીએ તે વ્હાલાં મથકપર પછવાડેથી ફરી ફરીને જોયું. તેણી હવે વ્હાલા જીમીના ભવિષ્યના રસ્તામાંથી સદાની દુર થતી હતી.

*　　*　　*　　*

ત્રણ કલાક પછી જીમ કંઈપી નોકરી મેલવ્યા વગર પાછો ફર્યો. તેણે પોતાના ગજાં મુજબજ શહેરમાં નાસ્તો કર્યો હતો. હવે જો તેને નોકરીની આશા બાંકી રહી હોય તો તે બુધા મચ્ચીસનના સેક્રેટરી તરીકેનીજ એક જગા હતી જે ફક્ત કુંવારા માણુસથીજ ભરાવાની હતી.

તે ઓરડામાં દાખલ થયો અને પોતાની વ્હાલી હેલનને બદલે તેણીના હાથનો નીચે મુજબ લખેલો એક કાગલ ટેબલપરથી તેને મલ્યો. તેમાં લખ્યું હતું કે:—

" વ્હાલા જીમી, તમારાં ભવિષ્યમાં હું હાલ તો એક નડતલ હોવાથી હું તને ભવિષ્યમાં મલનારી ફતેહો માટેની ભલી દુવાઓ સાથ છોડી જાઉં છું. એ મારાં પગલાં માટે મને માફ કરજે અને મારૂં ઠેકાણું મેલવવાની કોશેશ કરતો ના પણ કંઇ જણાવવા જરૂર પડે તો 'ડેલી લીડર' માં એક જાહેર ખબર આપજે.

લી૦ તને અખુટ પ્યારથી ચાહનારી સદા તારીજ હેલન !"

આહ ! ત્યારે હવે તેની વ્હાલીની મેહરથી તેના માટે હવે રસ્તો અને ભવિષ્ય બન્ને ખુલ્લાં હતાં. તેણે તરત તે શ્રીમંત બુઢ્ઢાની નોકરી કબુલ કીધી અને ત્યાં તેનો વીસવાસ મેલવી તે નવો જુનો પણ થઇ ગયો. કારણ તે બુઢ્ઢાને સ્વપ્ને પણ ખબર ન હતી કે તેનો સેક્રેટરી એક પરણેલો પુરૂશ હતો. એક દિવસ રાતના જીમ આખા દીવસની મહેનતથી કંટાળેલો ખુલ્લી હવા ધોરવા ઘરમાંથી બાહેર પડયો અને ફરતો ફરતો એક જાણીતી નાટકશાળા આગળ આવી પુગો, જ્યાં આજે એક તમામ નવો નાટક થનાર હતો. તે કોઈ જાણીતી નાટક લખનારી નામે 'મીસ ફોર્ડ'નો નામીચો ખેલ

નામે "ડ્રીફ્ટ" હતો. તેનું અંદર જવા મન થવાથી ખબર કાઢતાં તેને માલમ પડયું કે થીયેટર ચીકાર હોવાથી એક પણ જગા અંદર ન હતી. પણ તેને મહા મુશ્કેલીએ 'પીટ'માં એક જગા મલી. પેહેલા અંક બાદ તે કુંપનીનો મેનેજર તે નાટક રચનાર મીસ ફોર્ડને વીજળીક લામ્પની ભભુકદાર રોશણી વચ્ચે સ્ટેજપર લાયો ત્યારે તેણે શું જોયું? શું તેની આંખો દગો દેતી હતી! તે ખરેજ ગુચવાઇ ગયો. લોકોના તાલીના ગગડાત વચ્ચે નમન કરતી તે દીલકસ સુંદરી કોણ હતી? આહ! તે તેની પ્યારી માશુક હેલન ટેલર હતી. નાટક ઘણીજ ફતેહમંદીથી પસાર થયો અને તે ખલાસ થતાંજ જીમ એક છાકટ મીસાલ લપેડા ખાતો થીએટરમાંથી બહાર પડયો. તે સીધો સ્ટેજ તરફ ચાલ્યો અને મીસ ફોર્ડ—હેલન ટેલર તુર્ત બાહેર આવી. તેઓ હરખભેર મલ્યાં. 'ઓ વ્હાલી' તું આ પળે એક નામીચી નાટક રચનાર. ઓ ખુદા તારો કેવો આભાર!'

'ઓ વ્હાલા જીમી એ સઘળું તારેજ માટે મેં કંઇ કરવાની કોશેશ કીધી અને ખુદાની મેહરથી હું તેમા ફતેહજ પામી. હવે આપણા આગલા સંકટના દીવસો ગયા છે અને તે દાદારની દયાથી સુંદર ચલકતા દીવસો પાછા આવ્યા છે.' તેણીએ હરખથી કહયું.

આહ! તે હેલન હતી કે જેણીએ તેને ગરીબાઇ અને નાસી-પાસીમાંથી ઉગાર્યો હતો.

જીમનો હરખ માયો સમાયો જતો ન હતો. તે પ્રખ્યાત મીસ રોજર ફોર્ડના ખાવિંદ તરીકે જાહેર થવા અને મી૦ મચ્ચીસન પાસે ખરૂં કહી દઈ પોતાની છાતી ખુલ્લી કરવા તેણે ત્યાંજ ઠરાવ કર્યો અને તેણીને બીજે દીવસે મલવા કબુલાત આપી તે પોતાના

શેઠને ત્યાં પાછો ફર્યો અને પોતાના શેઠના ઓરડામાં દાખલ થતાંજ તેણે તેને બેચેનીથી ઓરડામાં ચકરાવા લેતાં દીઠો. 'બેસ જીમ, ને પહેલાં આ એક ગલાસ વાઇન પી લે.'

'મને એક જબરો 'શોક' લાગોચ્ય.' તેવણે કહયું.

'હું આશા રાખુંચ કે કંઇ નરસ ન થયું હોય સાહેબ' જીમેં કહયું.

'કંઇક તેવું છે ખરૂં. તું જાણુતો નહીં હશે પણ આજે હું પેલા પ્રખ્યાત નાટક 'દ્રીફ્ટ' માં ગયો હતો. ત્યાં મેં તે પ્રખ્યાત નાટક રચનારને જોઇ. હું ધારૂં છું કે તેં તે નાટક જોયોજ ન હશે.'

'નહીં સાહેબ, તે વેળા હુંબી ત્યાંજ હતો. મેં 'પીન' માં એક જગા મેલવી હતી.' જીમે જવાબ આપ્યો.

'ત્યારે તેં તે પ્યારી ખુબસુરતીને જોઇજ હશે. તેણી-તેણી મારી પોતાની દીકરીને મેં એકવાર ધીકકારી હતી અને જેણીને માટેજ આ એકાંત જીંદગી ગુજારૂં છું, તેણીનીજ આ આબેહુબ મોડલને તેં ત્યારેજ જોઇજ હશે. હું મને પોતાને કદી પણ માફ કરીશ નહી.' તે બુઢ્ઢો ગમગીન અવાજે બોલ્યો, 'પણ આ મીસ રોજર ફોર્ડ-તેનું ખરૂં નામ ગમે તે હોય તે મારી તરછોડાયલી દીકરી મેરીની છોકરી છે.'

જીમના ચેહરાનો રંગ બદલાઇ ગયો, તે ધીમેથી બોલ્યો 'સાહેબ, જો તમે મેરી એલનસનને માટે બોલતો હોવ તો જાણો સાહેબ કે તે હેલનની માતા હતી.'

'હેલન? હેલન કોણ?" તે ડોસો પુકારી ઉઠયો.

'તેજ બાનું, કે જે મીસ ફ્રોડના નામે જાણીતી થઈ છે—'દ્રીફ્ત' નાટકની કર્તા—અને મારી ધણીઆણી,' જીમે ભેદ બોલ્યો.

'તમારી ધણીયાણી?' તે ડોસા ચમકી ઉઠી બોલ્યો.

આ ઉપરથી જીમે પેહલેથી છેલ્લે સુધી દરેક વાત કહી. તે બુઢ્ઢાએ અજાયબી સાથે તે સર્વ વાતો સાંભલી અને બોલ્યોઃ

'ત્યારે મેરીનું બાલક તે તારી બૈરી છે? સર્વથી સરસ નંગ તું જીતી ગયો છે?'

'અમે બન્ને એકમેકને ચાહીએ છીએ સાહેબ,“જીમે ખુલાસો કીધો 'તે સ્વચ્છ પ્યારથી કે જેણે અમો બન્નેને કસી જોયાં છે અને ફતેહ બક્ષી છે. તેણીએ ખુલ્લાં દીલથી અસહ્ય દુઃખ ખમીનેબી ખરોજ 'સ્વભોગ' આપી ખરોજ પ્યાર બતાવી આપ્યો છે કારણ તમને તો એક કુંવારોજ પુરૂશ જોઇતો હતો.'

'ઠીક 'સઉ સારૂં જેનું સેવત સારૂં.' સહવારે સકકારામાં તારી તેમજ મારી હેલનને હયાં લાવજે, હું તેણીને અત્રે આવકાર આપવા માંગું છું. તું ઘણોજ ભાગ્યશાલી છે છોકરા. મેં મારી મેરીને ખોઇ જયારે તું એક સુંદર અને સદગુણી મોહરદાર પામ્યો છે.

હેલન આવી. આખરે બુઢા મી૦ મચ્ચીસને પોતાની તર-છોડાયલી મરહુમ બેટી મેરીના સુંદર બચ્ચાને પોતાની ગોડમાં દાબી અને પોતે કીધેલી એક ગંભીર ભુલનો પસ્તાવો ગમગીન આંસુઓની ધારોથી પુરો કીધો. હેલને તેના કરચલીદાર ચહેરાપર પોતાના નાજુક લબો દાબ્યા અને તે દુખી બુઢાના દીલને કાંઇક સધયારો આપ્યો.

સર્વ અતી ઘણા હરખ સાથ એકમેકને મલ્યાં અને છેવટે એક

હસવા સાથ તે બુઢ્ઢો હરખથી બોલ્યો ‘ કે હવે હું મારા સેક્રેટરી ને છોડવા માગતો નથી જો કે તે એક પરણેલો પુરૂષ છે અને મારા ઘરમાંથીબી તમને હું હવે મોકલવા રાજી નથી, કારણ હું એકલોજ છું. વ્હાલાંઓ, શું તમે આજ ઘરમાં મારી સાથે રહેવા મારાપર દયા ન કરો ?’

અલબત તેઓએ ખુશીથી તેમ કર્યું અને આજે બી તે બુઢ્ઢો હેલનના બે બચ્ચાંને કેડપર લઇ દોડે છે અને તેમણી બચ્ચાં સહી રમતોમાં શરીક થઇ સુખી જીંદગી ગાળે છે.

---

## વાર્તા આઠમી.

---

# રોઝી !

વાંચનાર, જો તમો બુઢ્ઢા અને ચીકાસદાર હોવ, અને કોઇ ખુચી માય તમારા ( પૈસા ) ઉપર પગથી તે માથાં સુધી જો પ્યારમાં પડી હોય તો એકદમ ‘બીખાજી’ નહી બની જતાં ખુબ સંભાળીને કામ લેજો નહીં તો ‘ માટી મુઇની કોરટ ’ નો આસરો લેવો પડશે, જે નીચલી કાહણી પરથી સેહલથી સમજાશે. “ સેવક ચાલીસની ઉમર કુદાવી ગયલો અને જરા ચીચોડાવાલો હોવાથી મીસ રોઝી જેવન સારૂં માઠું જોતાં આજ સુધી ‘ બાઇ મારા

ચોટીયા ' જેવાં રહી ગયાં હતાં તેવણુને પ્યાર ( કે પૈસા ? ) નો બાણુ વાગ્યાથી સેવકોની પસંદ કરી. અમો અદરાયાં. અદરાયા પછી તે મડમે આપુને ખરતા મુકી જુવાન્યાઓ સાથે હદથી બહાર ફરવા માંડયું–પણુ આપણે જાણીએ જે જુવાન (?) જીવ છે હશે ! પણુ બાઇ સાહેબ તો મારાં ભોળાંપણુાનો લાભ લઇ હદ કુદાવી ગયાં. એક દીવસે હું મારી વાડીમાં રોપાઓને તપાસ્તો હતો જ્યારે તેવન સુખ દુઃખની વાત કરતાં હતાં જે મેં નીચે પ્રમાણે સાંભળી.

" કેમ ડીઅર, એમ કયાં વેર ચાલસે ?" તે કોઇ જુવાને હેતથી પુછ્યું.

' ડીયર, એ તો હવે પડયું તે ખમવાનુંજ તો ? આજે પ્યાર ઉપરજ જીવાતું હોત તો પછી દુઃખ શાનું હોય ? તું જેયજ તો ખરો કે હું બી પ્યાર માટે તરસી છું, છતાં પૈસા સાથે અદરાઇ છું કેની ! સબર કર, એ દોકરો કેટલું જીવવાનો છે. પછી તો આપણે તેનેજ પૈસે સુખી થઇશું." મારા ભવિષ્યના હાથનાં ધરતાંએ સલાહ આપી અને તે ગયો. ત્યાર બાદ મડમે આની જાણે કંઇ જાણુતાંજ નહીં હોય તેમ પ્યારના બનાવતી ઘેલાં ચેડાં કાઢવા માંડયા અને આહ પીને વિદાય થયાં.

બીજી સહવારે નીચલી ચીઠી મેં તેણીપર મોકલી આપી.

"માહારાં વહાલાં મીસ રોઝ.

કેટલાક સંજોગોથી મને એવું લાગે છે કે તમો અને હું લગનના ગાંઠથી જોડાઇશું તો સુખી થઇશું નહીં, જે તમો ગઇ સાંજની તમારા જુવાન મીત્ર સાંથની મારા બાગમાં થયલી વાતચીત-તથી તુર્ત સમજી જશો. હું ધારૂં છું કે તમો એ જુવાનનીજ

સંગત પસંદ કરો છો એટલે છેલ્લી સલામ ! આપણું જોડાણુ તોડવાની આ નોટીસ તરીકે હું તમુને આ લખી જણાવું છું.

લી. જે. લારકોન્સ."

જ્યારે રોઝીને તે પત્ર મલ્યું ત્યારે તેણી બહુજ ચીરડાઇ ગઇ.

" હું એ બુઢ્ઢાની એક તચાકડી ભાર પણ દરકાર કરતી નથી " તેણી બખાળી. " એ એટલો કન્જુસ છે કે પાસે પૈસા છે છતાં કહેજે હજી નોકરી કરે છે તો એ મને શું મુખ દેખાડવાનો હતો—છતાં હું કાલ તેને જઇને મલું અને જો નહીંજ સમજે તો પછી કોર્ટ ક્યાં ગઇછ. એને દેહ વેર પુગાડું તોજ હુંબી રોઝી ખરી."

હુકામાં બાઈ સાહેબ મને મલવા આવ્યાં. સેવક પણ તૈયારજ હતા.

" નાઉ, આ ચીઠ્ઠી લખી મોકલીને તમે શું કહેવા માંગો છો?" તેણી બોલી.

" બાનુ, આ પત્ર પોતેજ કહે છે. વધું કંઇજ નહીં " મેં ડરે કલેજે જવાબ આપ્યો.

" ત્યારે શું જુવાન લોહી તે કોઇ સાથે હસે બોલેબા નહીં કે? તમે માટીડાઓ બધા જ અદેખા?" હારગોળો છુટયો.

" જો આ વાત હસવા બોલવા સુધીનીજ હતે તો હરકત નહીં—પણ તમે લોકે તો ભવિષ્યના પલાન સઉ રચી મુકયા છે જે જલદી પાર પાડવા તમે મને ઝેર નહીં આપો તેની ખાત્રી શું? વળી મને પ્યાર જોઇએ છે જ્યારે તમુને પૈસાજ જોઇએ છે એટલે આપના વિચાર કદી સરખા ન થાય" મેં સમજાવ્યું,

"હંબગ! ગમે તે કરો પણ તમારે મારી સાથે પરણવું પડશે. નહીં તો મેટ્રીમોનીઅલ કોર્ટ કંઈ બળી નથી ગઇ સમજ્યા?" તેણીએ કહ્યું.

"તમારે ગમે તે આ બાબદમાં કરવા તમે મુખત્યાર છો" મેં કહ્યું.

ત્યારબાદ મને ખબર મલ્યા પ્રમાણે તેણી સોલીસીટર મી૦ એશલી પાસે મેં તેણી ઉપર લખેલાં અદરાવા આગળ અને પછીના પત્રો લઇને ગઈ જેને તે પત્રો બાહોશ બેરીસ્ટર મી. બ્લેકરોઝનું મત મેળવવા માટે તે બેરીસ્ટર ઉપર મોકલી આપ્યાં.

તે બાહોશ બેરીસ્ટરે નીચલું મત આપી તેની નકલ કરવા બીજાં કામો સાથે પોતાના મેનેજરને આપ્યું.

"આ કેસ જોતાં મને ખુલ્લું જણાય છે કે વાદીને ડેમેજીસ મેળવવાનો ઘણોજ સરસ હક છે અને હું તેણીને એકદમ આગળ પગલાં ભરવાની સલાહ આપું છું. (સહી) બ્લેક રોઝ—કે. સી."

થોડા વખત પછી મી. એશલી સોલીસીટર તરફની ખબર મળતાં રોઝી તેની ઓફીસમાં આવી. મી. એશલીએ પોતાનુ બીલ તથા તે બાહોશ બેરીસ્ટરની સહીથી અવેલું નીચલું મત તેણીને આપ્યું.

"મારા મત પ્રમાણે વાદીને ડેમેજીસ મેળવવાને માટે તેણી પાસે પુરતાં મજબુત કારણ નથી અને તેથી હું તેણીને દાવો માંડવાથી હાથ ઉઠાવવા સલાહ આપું છું.

(સહી) બ્લેક રોઝ કે. સી."

"શું એનું નામ તે મત કે?" તેણી બબ્બાલી.

"એ તો જે તે કહે તે ખરૂં. તેમાં હુ શું કરૂં?" તે સોલીસીટરે કહયું.

"પણ તે કેસ તેને લુલો કેમ લાગ્યો હશે?" તેણી બોલી.

"તેણે બધાં પત્રો જોયાં જેથી તેને વાજબી લાગ્યું હશે—તેનું મત આખા 'બાર'માં સત્તાધારી ગણાય છે જેને હું આંખ વીંચી નેજ કબુલ કરૂં છું." તે સોલીસીટરે રોકડું પરખાવ્યું.

ત્યારબાદ તેણી બબડતી ફફડતી ગઇ.

*    *    *    *

આ વાતને સાત વરસ વહી ગય જે અરસામાં સેવક તો આ એકજ અનુભવથી ધરાઇને બુઠ્ઠાચોર જેવો કુંવારોજ રહયો જ્યારે રોઝી એક અઘોર વયના ચીકાસદાર બુઠ્ઠાને પોતાની જાળમાં ફસાવીને મીસીસ ગ્રે બની હતી.

એક દીવસે અમો અકસમાત ટ્રેનમાં એકઠાં થયાં જ્યારે તેણી બોલી.

"સાહેબજી, કેમ છો? હુ પરણી છું અને મારા ધણીને બગલે ચેનસરીલેનમાં જાઉં છું."

"હું પણ મારા શેઠના કામે જાઉં છું તે એક બાહોશ બેરીસ્ટર નામે બ્લેક રોઝ છે" મેં કહ્યું જે સાંભલી તેણી ફીક્કી પડી જઇ બોલી.

"આહ! એવનને હું ઓળખું છું—એક કામે એમના મતની મને જરૂર પડી હતી."

"તે હું જાણું છું" આપણે થંડે કલેજે કહ્યું.

"નહી-નહી! હું તમો પાસે મને ડેમેજીસ મલશે કે તેની સલાહ માટે એક સોલીસીટર પાસે ગઇ હતી જેને તેમનું મત મંગાવ્યું હતું" તેણી બોલી.

"હાજી—અને તેણે મત આપ્યું હતું કે તમો ડેમેજીસ સેહલથી મેળવી શકશો ખરૂંની?" મેં કહ્યું.

"અરે નહીરે-ઊલતું તેવણે તો આગળ વચવાજ સલાહ નહીં આપી" તેણી ફીકું હસીને બોલી.

"બાનુ, હું જે કહું છું તેજ ખરૂં છે. જુવો સાંભળો. તમારા સોલીસીટરે અમારા શેઠનું મત મંગાવતાં તેવને તે તમારી ફેવરમાંજ આપ્યું અને બીજાં મતો સાથે મને નકલ કરવા આપ્યું જે જોતાં તમારાં કામે સેવકપરજ ધાડ આવવાની જણાયાથી સેવકેજ તે મતને 'નકાર'માં ફેરવી નાંખી શેઠની સહી લીધી કે જેવન **નકલોપરે સહી કરતાં તે વાંચવાની તસ્દી લેતા નથી"** મેં ખુલાસો કર્યો.

ચુપકીદીએ થોડો વખત સુધી પોતાનુ રાજય ચલાવ્યું.

"તે ખરેજ એક નીચ હીકમત હતી" તેણી ફફડીને બોલી.

"બાનુ, પ્યાર અને લડાઇની બાબદમાં સઘળું માફ છે. કહો કે તમે માફ કર્યું" આપણે ડાહ્યા થયા.

તેણીએ આનાકાની કરી-પછી ખડખડાત હસી પડીને બોલી. "ચાલો સઉ સારૂં જેનું સેવત સારૂં-હું તમને માફ કરૂં છું"

# વારતા નવમો.

---

# ડીનાનો કેહર.

વાંચનાર, ન્યાયની અદાલતમાં જસ્તીશ થોર્નની હજુરમાં જોન મરે નામના એક ગરીબ માણસની તપાસ ચાલતી હતી કે જેનાપર પોતાના શેઠ રોબર્ટ બ્રુસ નામના નાણાં ધીરનારનાં કેટલાંક કીમતી ઝવેર ચોરવાનો આરોપ હતો. તે તેનો સેક્રેટરી હતો અને પોતાના વકીલ મારફતે પોતાની નિર્દોષતા પુરવાર કરવા તેણે બનતું કર્યું, એવું જણાવીને કે તેની પાસે તે કીમતી ઝવાહીર ક્યાંથી આવ્યાં તેબી તે તો જાણતો ન હતો અને એવો કોઇ તેનો દુશ્મનબી તેને યાદ આવતો ન હતો કે જે તે ચોરી તેનાજ ત્રેવેલીંગ બેગમાં મુકે, કે જ્યાંથીજ તે સઘળાં પોલીસને હાથ લાગ્યાં હતાં. બને બાજુની તકરાર પુરી થયા પછી જુરીને કેસ સમજાવી જસ્તીસ થોર્ન બેકરારીથી પોતાની ચેમ્બરમાં જઇ બેઠો, આગલી દુઃખી યાદો તેને હૈડે ધાઈ આવી. તેની વહાલી પ્રીયા તથા બેટાનાં મરણ—કેજે પછીજ તે આવો કરડો અને કઠણ હૈડાંનો થયો હતો. તે પોતાના વિચારમાં ગુંટાયલો હતો, તેટલાં ધીમેથી બારણું ઉઘડયું અને તેની ભત્રીજી ડાહલ, કે જે એક માબાપના મીઠા પ્યારા અને પનોતા સાલાથી બેનસીબ કુમલી વયની નાજુક ખીલતી કલી હતી અને જેને તેણે દીકરી કરી લીધી હતી તે અંદર દાખલ થઇ.

"ઇઠલ?" તે તેણીને ત્યાં ન ધારેલી જોઇ અજાયબીથી બોલી ઉઠયો.

"કાકાજી, તમારે તેને બુચાવવોજ જોઇએ! અરે! ખુદા ખાતર તમારે તે નિર્દોષને આ નામોશીમાંથી ઉગારવોજ જોઇએ!"

"ઇઠલ, હું જાણું કે તું ઘરે સીક હશે. તું હયાં કેમ અને શા માટે આવી? તું કેહવા શું માગે છે અને કોણને બચાવવા માંગે છે?"

"જે માણસ મી૦ જોન મરેની હયાં પેલા બ્યાજખોરાનાં જવાહેરોની ચોરી માટે તપાસ ચાલે છે તેને બચાવવા હું તમુને અરજ કરૂં છું. કાકાજી. અરે! તે તેજ પુરૂષ છે કે જેને હું છુપીથી ચાહું છું અને મોડે વેહલે તેનેજ હું મારો સુખદુઃખનો સાથી કરીશ તમે તો હમેશનાજ કરડા છો, પણ અરે! આ વેલા તો જરૂરજ તેના પર દયા કરજો, કાકાજી" તેણી આંખમાં આસુ લાવી કરગરી બોલી.

"ચુપ!" તેણે ગગડાટ કર્યો "તારે તેને ચાહવા માટે ખચીતજ શરમાવું જોઇએ. ઇઠલ!"

"શું તમે એમ ધારો છો કે તેને ચાહવા માટે મારે શરમાવું જોઇયે." તેણી સુરપણે હસીને બોલી. "નહી! કદી નહી! હું છાતી ચોકાને કહું છું, કાકાજી, કે તે નિર્દોષ છે—તદન તમારા અને મારા જેવોજ."

"ગાંડી છોકરી. તે બહારગામ પલાયન કરવાની તૈયારીમાં હતો વિગેરે સખત વિરૂદ્ધ જુબાની પડી છે છતાંબી તું તેને નિર્દોષ જાહેર કરે છે. વળી, તે કેવા સાથે દોસ્તી રાખે છે તે તો તેં

જુઆની ઉપરથી જોઇ લીધું હશેજ." તે દયાથી દાઝીને બોલ્યો.

"તે તઇયારી તો મને પરણી લઇ જઇને જુદું ઘર માંડવાની હતી, કારણ તે આ વ્યાજખોરાની નોકરીથી કંટાળ્યો હતો. વળી તમને ખબરબી નથી કે જે માણસ તેનો વાલી છે તેજ તેને ખોટે રસ્તે દોરવીને તેનો નાશ કરે છે." તેણીએ ખુલાસો કર્યો.

જસ્તીસ થોડું ક્રૂરપણે હસ્યો ને ચલાવ્યું. "ઇઠલ, તારા પ્યારે તુંને આંધલી બનાવી છે. તે એક પક્કો બદમાશ પુરવાર થયો છે કે જેણે પોતાના શેઠનેજ લુટી નહારી જવા બાજી રચી હતી, જેમાં તે ફાવ્યો નથી. ઇઠલ, હવે એ ગામે એક શબ્દબી હું સમજવા માંગતો નથી. જા, ઘરે જઇને આરામ કર."

"કાકા," તે ઉશકેરાઇને બોલી, "તમે ખરેજ દયાહીણ છો, પણ અરે! હું હજીબી પગે પડી અરજ કરું છું કે મને સાંભળો. મારી જીંદગી તેનાપરજ લટકેલી છે ને તેને બચાવવાનું તમારાજ હાથમાં છે. અરે! માનો કે તે ખરેજ નિર્દોષ છે."

"ઇઠલ, તું ઘણીજ મુંર્ખાઇભરી વાતો કરે છે. તું શું નાનું બચ્ચું છે કે તે બધાંનો આધાર જુરીનાં મતપર છે, એટલુંબી સમજી શકતી નથી?"

"પણ તેને કેવી સજા કરવી તે તમારા હાથમાં છેની? તમારે જરૂર——"

"એકદમ બસ કર હવે" તે બખાળ્યો અને જુરી વિચાર કરી પાછી આવેલી હોવાથી તે તેણી પર એક કરડી નઝર ફેંકી કોર્ટમાં ગયો. જ્યારે ગરીબ બીચારી ઇઠલ સીક છતાંબી પોતાના

વ્હાલાના બચાવ ખાતર ત્યાંરેર આવ્યા છતાં કંઇજ નહિ વળવાથી ફીકફીકૃચ જેવી ચેમ્બરમાંજ થંબ થઈ ઉભી રહી.

હવે આ તરફ જુરીએ જોનને એકમતે 'ગીલ્ટી' ઠેરવવાથી જસ્તીસ થોર્ને તેને એક સખત ભાષણ કરી સાત વરસનાં સખત કેદખાનાની સજા કરી. જેવી સજાનો તેણે સેંટેંન્સ માર્યો કે તેની અને બંધવાની આંખો મલી કે જેથી જસ્તીસ થોર્નને એક ઓચીંતો આંચકો લાગ્યો, જયારે સાગો આરોપી બેહદ નાસીપાસીના ગારમાં દુબી ગયો હતો.

થોડાક કલાક પછી જસ્તીસ થોર્ન પોતાના સ્ટડી રૂમમાં ઘણાજ ઉંડા વીચારમા બેઠો હતો, તેણે સજા કરેલા આરોપીને પોતાની ભુતકાલની જીંદગી સાથે કંઇ સંબંધ હતો કે કેમ તેના વિચારમાં તે લીન થઇ ગયો હતો તેટલાં તેના ઓરડાની બહાર કોઇનાં પગલાં વાગ્યાં, બધાં જ્યારે શાંત ઉંઘમાં પડયાં હતાં ત્યારે આ કોણ આવ્યું હતું?

બારણું ઉઘડયું અને એક ઉંચો પુરૂપ દાખલ થયો અને બોલ્યો.

"મને જોઇ તમો ખચીત અજબ થયા હશો, જસ્તીસ થોર્ન?"

"અજાયબી હું ના પાડી શકતો નથી, પણ તમારે એવી રીતે આવવું ન જોઇતું હતું." જસ્તીસ થોર્ન કંઇક કડવાસથી કહ્યું.

"મેં આગળ કોના માટે લીધેલા સોગંદ તમે ભુલી તો ન ગયા હોવ. સાંભળો અને ધ્રુજો કે તે સર્વ ખલાસ થયું છે." તે અજાણ્યાએ ક્રૂરપણે હસીને કહ્યું.

"હું કાંઇ હીચકારો નથી." હવે થૅાર્ન માથું ઉંચકીને બોલ્યો.

"હીચકારા નહિ, પણ ચોર તો ખરા" તે અંજાણ્યાએ જરાબી ધાસ્તી વગર બેધડક ચલાવ્યું. "ચોર કે જે મારી કિર્તીવંત જીંદગી લુટી ગયો અને સર્વ ખલાસ. ચોર કે જેણે મારી ચાહેલી પ્રીયાને ફુસલાવી પોતાની કરી. આ ચોરીથી તમે મારૂં જીગર તોડી નાખ્યું, અને ત્યારપછી મારી આ જીંદગી માત્ર કીનાને ખાતરજ ટકી રહેલી છે. હાલ મારૂં સીનું કીનાથી તર થયું છે અને સર્વ ખલાસ."

"કીનાની વાત માટે હવે બહુજ મોડું થયું" થૅાર્ન બોલ્યો, પણ તે વીસરી જઈ શકયો નહિ કે બચપણમાં તેઓ જાની મીત્રો હતા અને બેશક તેણે કીધેલું નુકસાન તે ના પાડી શકયો નહિ.

"આગલીપાછલી હવે આપણે ભુલી કાં ન જઇએ?" થૅાર્ને નરમાશથી ચલાવ્યું. "આપણે પાછા મીત્રો કાં ન થઇએ? યાદ કરો, કે જે સ્રીને આ[illegible] ચાહી છે તે લાંબી ઉંઘમાં શાંતીથી ઘોરમાં સુતી છે. તે ખુશાલી કે જે મારે માટે બહુજ ટુંક વખતની પુરવાર થઇ છે તે માટે અરે! તમે ખુદા ખાતર અદેખાઇ ના કરો."

"અને તેણી સાથે તમારો દીકરોબી તેણીની ગોદમાંજ હમેશગીની ઉંઘમાં સુતો છે. કેમ ખરૂં કેની?" તેણે થંડે કલેજે પુછયું.

"અલબત ખરૂં. ફુલ ને કલી બન્નેને જાલમ જમે ખુંચવી લીધા છે." થૅાર્ને દુ:ખના દચકાં સહીત કહ્યું.

તે અંજાણ્યો હવે કુરપણે હસ્યો અને કાળા નાગના સણસણાત પેઠે ચલાવ્યું. "ખાંડ ખાવો છો, જસ્તીસ થૅાર્ન, તમે ખાંડ ખાવો છો. સાંભળજો! તમે એમ માનો છો કેની કે તમારો બેટોબી

તેની માતા સાથેજ ધર્તીકંપમાં માર્યો ગયો? પણ સાંભળો અને ધ્રુજો કે તમોને ઠગવામાં આવ્યા હતા. હું તે વેલા તે શેહરમાં હતો. મેં તેને બચાવ્યો. માત્ર મારૂં વેર લેવા માટેજ. તે હજીબી જીવતો છે."

"મારો છોકરો! મારૂં બચ્ચું! શું તે હજી જીવતો છે?" થૅાર્ન પુકારી ઉઠયો. 'અરે! તમે તેને વીસ વરસ સુધી મારીથી અળગ રાખ્યો? અરે! તે કયાં છે, કયાં છે? ખુદાબી એવો ગેર-ઇન્સાફ કદી સાંખી શકશે નહિ."

"મેહરબાન સાહેબ, તેજ સવાલ હું તમોને પુછવા માગુ છું" તે અજાણ્યાએ હસીને ચલાવ્યું. "તારા છોકરાને, ઓ મુર્ખા, શું તે આજેબી ઓળખ્યો નહિ? સાંભળ. ઓ હૈયાંપુટા કે તારો દીકરો તે જોન મરેજ છે કે જેને તેં આજેજ ક્રુરપણે ચોરીના વાંક માટે સાત વરસની સખત કેદની સજા કરી છે. બાપને હાથેજ દીકરાની ઘાત? યા ખુદા, આ તે તારી કેવી કરામત? આહ! આનું નામ તે કીનાનો કેહર! આનું નામ તે મધમાં ઝેર!" તે દાંત પીસી બોલ્યો. "સાંભળ! એ બેહયા, બેકદર, કે તે ચોર ઠર્યો છે. તેનું માન લુટાઇ ગયું છે અને તે કોણથી? મારાથીજ. મેંજ તેને આ ફેજે પુગાડવામાં આગેવાન ભાગ લીધો છે અને તે કીનાથી મારા લાંબા વખતના આતુર સીનાને તર કીધું છે. અરે! એક બુઢ્ઢા જજને હાથેજ તેના એકપુરા બેટાને સખત મજુરીની ટેપ મળે એ કેવું દયાજનક છે."

"એ તદનજ જોડી કાઢેલું જુઠું છે." હવે થૅાર્ન પુકારી ઉઠયો. તે અજાણ્યો હસ્યો અને ચલાવ્યું. "તમે તેને તમારા જેવા

મલતા ચેહરાથીબી ન પીછાણ્યો? તેનો અવાજથી ઓળખી ન શકયા? મેં તેનો નાશ શોધ્યો અને હું તેમાં ફતેહ પામ્યો છું. સાત વરસ! તે કોણે જોયાં છે? શું તે પોતાની ગયલી આબરૂ પાછી મેળવવાનો છે? કદી નહીં."

"એકદમ હયાંથી નીકળ!" થૅાર્ને હવે ગગડાટ વધુ ન ખમાવાથી કર્યો.

"ઠીક આય ચાલ્યો" તે નફ્ફટાઇથી બોલ્યો "હવે મારે અત્રે રહીનેબી શું કરવું છે? મારૂં કામ પુરૂં થયું છે, સાહેબજી." સલામ કરી તેણે ચાલવા માંડયું. જસ્તીસ થૅાર્ન તેને ધીકકારથી જતો જોતો બેઠો. અરે! તેનો એકપુરો દીકરો! તે આરોપી? તે ગુંચનમંડીએ પડી ઝારઝાર આંસુએ રડયો. તેનું કઠણ હૈડું મોમ મીસાલ પીગલી ગયું તેના હોઠપરથી તે મહાન અદાલતના ન્યાયાધીશ ખુદાતાલા પાસની દયાની અરજના શબ્દો નીકળવા લાગ્યા.

*                *                *                *

રાત વીટી ગઇ, દીવસ ઉગ્યો. તોબી તે પોતાના ઓરડામાંથી બહાર નીકલ્યો નહિ. તેટલાં બહારથી એક નાજુક અવાજ આવ્યો,

"કાકાજી, વ્હાલા કાકાજી, બારણું ઉંધાડો, હું કંઇક તમોને અજાયબી ને ખુશી ભર્યા સમાચાર કેહવા આવી છું." તે અવાજ ઇઠલનો હતો ને નાસીપાસીને બદલે ખુશીનો હતો. તેણે બારણું ઉંઘાડયું અને તેણી દાખલ થઇ બોલી. "કાકાજી મેં તમુને ચેમ્બરમાં જે શબ્દો કહેલા તે બધા ખરા ઠર્યા છે. મારો વ્હાલો જોન ખરેજ નિર્દોષ છે અને તેને તુર્ત છુટો કરવામાં આવશે. સાંભળો

પેલા વ્યાજખોરા રોબર્ટ ખ્રુસનો ખીદમતગાર મોટર અકસમાતથી તદન મોતને કાંઠે આવી પુગો છે, તેણે મરતી વખતે પોલીસને બોલાવીને એકરાર કર્યો છે કે તેને જોનના લુચ્ચા બદમાશ વાળીએ મોટી લાંચ આપવાથી અને તેના કેહવાથીજ આ જવાહીરો તેણે છુપીથી જોનની ત્રંકમાં ડેસવી દીધાં હતાં."

"ઇઠલ, વ્હાલી ઇઠલ, શું એ ખરૂં છે? કે હું સ્વપનો જોતું છું? ઓ મારા ખુદા! હું તારો કેટલો આભાર માનું?" તે ખુશીના આવેશમાં પુકારી ઉઠયો.

"હા, મારા વ્હાલા કાકાજી, એ તદન ખરૂંજ છે અને સૌથી પહેલાં તો હુંજ એ મારા વ્હાલાને આ તેની ખુશનસીબી માટે મુબારકબાદી આપવા જાઉં છું." તેણીએ હર્ષીત હૈડે ખુલાસો કર્યો.

"મારાં બચ્ચાં, હુંબી તારી સાથે આવું? જો કે એ માગણી તુંને અજબ લાગશે, પણ આપણે બધાં સાથે મળશું તો સર્વ ખુલાસા થશે અને ત્યારેજ હું દયા માટે તેની પાસ અરજ કરીશ, જે બક્ષવાને બી મારી તરફથી તે મારાં વ્હાલાં બચ્ચાંને થયલા ગેર-ઈન્સાફ માટે તું અરજ કરજે."

છેવતે વાંચનાર તેઓ ગયાં, અરસપરસ ખુલાસા થયા, જોન માન સાથ છુટી ગયો અને તેનો વાલી પકડાઈ ઘટતે ફેજે પુગ્યો.

---

## વાર્તા દશમી.

# એ ખોટી સહી કરનાર કોણ?

તે બાનુએ પોતાની લેખણ બાજુએ મુકી, ખુરશીપરથી ઉઠી અને ઓરડામાં આમતેમ બેચેન પગલે ફરવા માંડયું. તેણીનો ચ્હેરો મનની કંઇક ઘણીજ અસહ્ય વેદના બતાવતો હતો, જ્યારે તેણીનાં આંખો રડેલી હતી, તેણીએ ટેબલપર પડેલો તુર્તનોજ આવેલો તાર ફરીથી હાથમાં લીધો, અને વાંચ્યો. "હું આજ રાતે મારા અમેરિકન મિત્ર બ્રાઉન હાવર્ડને લઇને આવું છું. રોબર્ટ." તે તેણીના ધણી રોબર્ટ તરફથી મુકાયલો હતો. તે તાર કે જે તેણીની જીંદગીનું નખોદ અને સુખનું સત્યાનાશ વાળનારો હતો. તેણીએ ફરીફરીને રોબર્ટના અમેરિકન મિત્રનું નામ વાંચ્યું ત્યારે તે ધ્રુજી, તે નામ કે જે એકજ માણસનું હોવું જોઇયે એમ તેણીએ ધાર્યું. જેણે તેણીને હાડમાર કરી તેણીની જીંદગી બરબાદ કરવા પોતાનું બનતું કર્યું હતું. જેને તે આજ સુધી મુવેલો માનતી હતી, તેજ તેનાં ઘરમાં આવે છે એમ તાર આવ્યો છે, તેથીજ આપણે તેણીને તેના ઘણી પર કાગળ લખતી ઉપર જોઈ આવ્યાં છીયે. છેલ્લી સલામનો કાગળ તે લખી રહી છે. તેણીએ પોતાના ધણીનું ઘર છોડી જવુંજ જોઇએ એવું; તેમાં તે જણાવે છે. તે સુંદર ઓરડાની દરેક ચીજ ઉપર તેણીએ આંસુભરી આંખે નજર કરી. અરે! આ દરેક ચીજ પછવાડે છોડી જવું ઘણુંજ અસહ્ય હતું. તે નાનું ઘર. કે જે તેણીની એક મગરૂરી હતી—ત્યાંનો ધણી કે જે તેણીને અખુટ

પ્યારથી ચહાતો હતો હતો અને તેણીને દરેક સુખ દેખાડવાને પણ કચાશ રાખતો નહિ હતો. તે ગમખ્વાર દિલે પોતાના ઓરડામાં આવી, એક સાદો કાળો ફ્રાક પોતાનાં આંગપર ઓળવી લીધો અને ગજવામાંથી ઠેલી કાઢી પૈસા ગણી જોયા. તેમાં માત્ર સાત પૌંડ હતા. તેણીની હાલની જરૂરીઆત માટે તો તે પુરતા હતા. પણ તે ખર્ચાઈ ગયા પછી? કંઇ નહિ, તેણીએ ભવિષ્યપર ભરૂસો રાખવોજ જોઇએ. તેણીએ ત્યારબાદ પોતાની દાસીને બોલાવી, જે તુર્ત આવી પોતાની શેઠાણીનો ફીકકો ચ્હેરો જોઈ ગભરાઈ ગઈ.

"જેન," તેણીએ કહ્યું, "મને અચાનક બોલાવવામાં આવી છે. મેં તારા શેઠ માટે એક ચીઠ્ઠી લખી મુકી છે, જે તેઓ આવે તે ટેબલપરથી આપજે."

"તમે ઘણો લાંબો વખત સુધી બહારગામ રહેશો બાઇ?"

"હું કંઇજ કહી શકતી નથી, જેન, મેં એક નાની પેટી તૈયાર કરેલી છે. જા, અને એક ભાડેની ગાડી લઇ આવ."

જેન તુર્ત પોતાની શેઠાણીના હુકમને તાબે થઈ, ગાડી આવી, લુસી તેમાં બેઠી, અને નિકળી ચાલી. તેણીએ પોતાનાં ઘરને પછવાડેથી જોવા જેટલી નબલાઈ બતાવી નહિ. તેણીનો જીંદગીનો આ ભાગ જાણે કંઇ હતુંજ નહિ તેમ ભુલી જવોજ જોઇયે એવો તેનો ઠરાવ હતો. તેની આંખોમાં આંસુ આવી ગયાં, પણ તેણીએ તે એક અછાતથી ખંખેરી નાખ્યાં. સામટી રીતે લેતાં વાંક પોતાનોજ હતો. તેણીએ પોતાના સરતાજ રોબર્ટથી પોતાની આગળી તવારીખનું એક પ્રકરણ છુપાવવુંજ નહિ હતું. પણ હવે તે જાહેર કરવા માટે ઘણું મોડું થયું હતું, જેથી તે છુપું રહેલુંજ ભલું.

પોતે કરેલા તાર પ્રમાણે જ્યારે રોબર્ટ પોતાના મિત્ર સાથ ઘર આવ્યો ત્યારે પોતાની પત્નિ ઘર છોડી જતી રહી છે એમ જાણી બહુજ અચંબો પામ્યો. તેણે આ વાત પોતાના અમેરિકન મિત્રને કહી કે જે તીક્ષણ નજર અને મક્કમ ઠરાવનો માણસ હતો, અને રોબર્ટ સાથ થોડા મહિના ગુજારવા આવ્યો હતો. તે મી૦ બ્રાકિન હાવર્ડ, ત્યારબાદ પોતા માટે તૈયાર કરેલા ઓરડામાં ગયો, જ્યાંથી તેની અજાયબી વચ્ચે તેને એક ભોંયપર પડેલી સબી મળી જે લઇ કપડાં બદલીને પાછો તે રોબર્ટ આગળ આવ્યો, અને કહેવા લાગ્યો:-

"પ્રિય મિત્ર, એક વખ્ત એવો હતો કે હું ખુબ તવંગર હતો, અને મારૂં નામ મારી જન્મભુમિમાં તેમજ બહાર આશકારા હતું. બે વર્ષની વાત ઉપર એક દિવસે મને કેટલાંક બીલો તેમજ મારી બેંક તરફથી સ્વીકારાયલા કેટલાક ચેકો તપાસવા માટે મળ્યા, જે તપાસ કરતાં બનાવતી માલમ પડયા. તે કોણે વટાવ્યા હતા તે બાબે હું તુરંત ખોળ કરવા ગયો તો જણાયું કે એક સ્ત્રી તે વટાવી ગઇ હતી. તેણીએ મારૂં નામ પોતાના ધણીનાં નામ તરીકે જણાવ્યું હતું. એવી એક ચેકોની બનાવટ કરનારી સ્ત્રી પોતા પાછલ આ સબી સિવાય કંઈ બી નીશાણી રાખ્યા વગર આ શહેર છોડી ગઇ છે. જોઇ, આ સબી? હવડાં તમારાંજ ઘરમાં મારે હાથ આવી."

તેણે બોલવું પુરૂં કર્યું અને તે સબી રોબર્ટને આપી. રોબર્ટે ફીક્કા ચ્હેરાથી એક પળ તેની તરફ જોયું, અને અર્ધો ઉછળ્યો, પણ તુરંત પોતાના મનપર કાબુ રાખી શાંત થયો. આહ! માનીજ કેમ શકે? તે માની શકેજ નહિ કે તેની સ્ત્રી ગુનેહગાર હોય.

"હું તે સ્ત્રીની પુઠ પકડવા માંગતો નથી," હવે બ્રાકિને

ચલાવ્યું, "પણ માફ કરજો, મને હમણાંજ ધ્યાન આવે છે કે મારા બોલવાથી તમને ઘણું દુ:ખ થાય છે."

"કંઇ નહિ બાઇ. મારે માટે ફિકર ના કરો" રોબર્ટ મક્કમ અવાજે બોલ્યો, "આ બાબત સાથે મને સ્હેજ લાગતું વળગતું નથી, પણ યાદ રાખજો, મી૦ હાવર્ડ, કે એમાં કંઇપણ મોટી ભુલ છે. લુસી એક એવી લાયકીવાળી બાનુ છે કે જેવી કોઇજ હોઇ શકે. આ બાબતમાં તેને અપરાધી ધારવામાં તેણીને એક ભયંકર ગેરઇનસાફ કરવામાં આવે છે."

તે અમેરિકને પોતાનું માથું ધુનાવ્યુ. "હું તેણીને આરોપી સાબેત કરવા પચાસ સાક્ષી લાવી શકું," તેણે ચલાવ્યું. "જે વેપારીઓ પાસેથી તેણીએ મારે નામે માલ લીધો હતો તેઓ તથા બીજા એવા કેટલાકને બોલાવી શકું. પણ ચાલ હવે," તેણે રોબર્ટ ના ખભાં પર હાથ મુકી કહયું, "મારી સલાહ માને તો તેની મુર્તિ તારાં જીગરમાંથી કાઢી કચડી નાખ. તેની સઘળી આગલી ધ્યારી યાદદાસ્ત બાજુ મુક, અને અહિં જો, મારી સાથે પાછો તું યુનાઇટેડ સ્ટેટસમાં ચાલ. અહિં કંઇજ કરવાનું રહયું નથી, ત્યાં આવ કે જ્યાં નસીબદેવી પ્રસન્ન થાય છે, રૂઠે છે, અને ફરીથી પ્રસન્ન થાય છે, ત્યાં આવ અને મને તને બતાવવા દે, દોસ્ત કે ત્યાં ધનનો ઢગલો કેમ મળે છે."

તેણે તેનો હાથ માયાથી પકડયો, જેથી તે જરા મનાયલો લાગ્યો.

"તેં કહયું તે ખરૂં દોસ્ત, પણ મારો એક મહિનો સુધી તો વિચાર નથી"રોબર્ટે કહયુ, જેથી તે અમેરિકન જરા નાસીપાસ થઇ બોલ્યો, "બહુ સારૂં. હું સારી રીતે સમજું છું કે તું તેણીને શોધવા જવા

માટે વખ્ત માગે છે. ઠીક, હું કંઇજ કહેતો નથી."

*　　　　*　　　　*　　　　*

"મિસ વીન્સેંટ, તમારૂં કામ જ્યારે પુરૂં થાય ત્યારે મી૦ ફીનરોસ જે એસીંગોલ સ્ટ્રીટમાં વસે છે ત્યાં આપી આવજો. મહેરબાની કરીને યાદ રાખજો કે તે બાર વાગતે આપવા નક્કી કરેલું છે, જ્યારે દશ તો વાગ્યાબી."

વાંચનાર, આપણી વાર્તાની નાયકા લુસી ગ્રેએ પોતાની શેઠાણીનો આ હુકમ સાંભળ્યો, અને આગલી સુખી જિંદગીનો યાદ એક વાર ઉદાસ દિલે કરી પોતાનાં કામપર મંડી. તે પોતાના ધણીનું ઘેર છોડી આવ્યા પછી એક ટાઇપરાઇટીંગ ઓફિસમાં રહી હતી, જેની માલેક તેની મિત્ર હતી, જે તેના લગ્નથી તદન અંજાણી રહેલી હતી. રોબર્ટને પરણ્યા આગમચબી લુસી અત્રેજ નોકરીએ હતી. તેણે ટાઇપ કરેલાં સઘળાં કાગળો સંભાળથી એકઠાં કર્યાં, અને પોતાની ટોપી તથા હાથના મોજનં પહેરી બહાર નિકળી પડી. તે મી૦ ફીનરોસની ઓફીસમાં વખતસર જઇ પુગી. અને પોતાનુ લાવેલું કામ તેઓના કલાર્કને સપુર્દ કર્યું, અને તે ઓફિસ છોડવાની તૈયારીમાંજ હતી, તેટલાં એક તીક્ષણ આંખ અને સખ્ત ચહેરાનો માણસ અંદર દાખલ થયો. તે તેની તરફ આવ્યો, અને તેણીને કંઇ કહેવા માગતો હોય તેમ તેની તરફ જોયું. લુસી તેની દરકાર વગર ચાલવા જતી હતી તેટલાં તેણે ધીમેથી તેણીનો હાથ ઝાલ્યો, અને પુછ્યું, "મીસીસ ગ્રે!"

આ સમજી લુસી અજાયબીથી ચમકી, ને ધ્રુજતા સાદે બોલી,

"હા." તે શખ્સ તેણીને એક બાજુએ લઈ ગયો અને ધીમેથી કહ્યું: "તમારા ધણી રોબર્ટ ઘણોજ સીક છે. તમે તેની સારવાર કરવા પાછાં આવશો? તે તમને મળવા બહુજ આતુર છે."

પણ આમ બોલતાં તેણે લુસી તરફ એક કરડી નજર ફેંકી. તેના ચ્હેરામાં દુશમની અને ધીક્કાર જોઈ લુસી કમકમી, પણ કંઈ નહિ તો પોતાના વ્હાલા પતિને ખાતર તેની સાથ જવા તૈયાર થઇ. તેણીએ પોતાની ઓફીસમાં પોતાની ગેરહાજરી દર્શાવનારો તાર મોકલી પેલા સાથે ગાડીમાં જગ્યા લીધી. તે લઈ ગયો ત્યાં તે ગઈ તો પોતાના ધણીને બેશુધ્ધીમાં પણ તેણીનાજ નામનું રટણ કરતો પડેલો દીઠો. લુસી તેની પાસે બેઠી જ્યારે બ્રાઉન કે જેને તે ઓળખતીજ ન હતી તે બાજુએ ચુપ બેઠો.

ઘણા દિવસની તેની સખ્ત માંદગીમાં તેણીએ તેની અચ્છી સારવાર કીધી. આખરે ડોકતરે કટોકટની ઘડી પસાર થઈ ગયલી જાહેર કરી કહ્યું કે, "આ નર્સ કે જેની કાલજી ભરી તનમનની સારવારથીજ આ દર્દી બચવા પામ્યો છે, તેને હવે રજા આપવી."

તેજ રાત્રે આપણે લુસીને બ્રાઉન હાવર્ડને છેલ્લી સલામ કરતી જોઇયે છિયે. તેણીએ કાકલુદી ભરેલા અવાજે તેને કહ્યું કે:—"મહેરબાની કરીને કોણે એઓની સારવાર કીધી તે રોબર્ટને જાણવા દેતા ના. તે એમજ ધારશે કે આ કોઈ પરાએજ નર્સ હતી અને તેને એમજ ધારવા દેજો."

મુગા જવાબમાં તે અમેરિકને માથું ધુનાવ્યું. ત્યાર બાદ લુસીએ ચાલવા માંડ્યું કે તેજ પળે તેણે એક કાગલનો કકડો તેણીના હાથમાં સેરવી દીધો અને બોલ્યો:—

"તમે એક હોસ્પીટલ નર્સ તરીકે કરેલી સેવાનું વાજબી દામ સ્વીકારવું જોઇએ. આ પુરૂષ કે જે મને ઘણોજ વ્હાલો છે તેને ખાતર તમે ઘણી મહેનત કરી છે અને તમારૂં ગુજરાણનું કામ પણ છોડી દીધું છે માટે તમને બદલો મળે એ વાજબી છે. હું—"

"તમે મને દામ લેવા માગણી કરો છો—મેં મારા ધણીની સારવાર કરેલી તે માટે, ખરૂંની? આવી પ્યાર ભરી નોકરી માટે તમે મને પૈસા લેવા કહો છો? તમને મારી લાગણીનો કશો વિચાર નથી? તમે કેમ હિંમત કરી શકો છો? અરે! તમે કેમ હિંમત કરી શકો છો."

તેણીએ તે ચેક પોતાની બન્ને આંગળીઓ વચ્ચે ધર્યો અને તે ચીરીજ નાખવાની અણીપર હતી એટલે તેણીની નજર ચેક નીચે કરેલા મોટા અક્ષરની સહી ઉપર પડી કે તુર્ત તે કાગળનો કકડો તેણીના હાથમાંથી સરી પડયો, જ્યારે પેલો ઘણી ગંભીરાઇથી પણ મનમાં મજાહ લેતો તેણીને ટીકતો ઉભો!

"શું તમે બ્રાઉન હાવર્ડ નથી?" તે બોલી ઉઠી.

તેણે હકારમાં માથું ધુનાવ્યું અને બોલ્યો, "એજ મારૂં નામ છે."

આ સાંભલી લુસી એક ઘેલી માફ હસવા લાગી, અને ઘણો વખત પોતાનાં મનપર કાબુ રાખી શકી નહિ, "તમે મારા રોબર્ટના મિત્ર છો કે જેને તેઓ અત્રે લાવનાર હતા તેજ!"

"હા, બાનુ." જવાબ મળ્યો.

હવે બ્રાઉનની અજબ થવાની વારી આવી. તેણીના બોલવામાં

તેણે કંઈ ગભરાટ યા ધાસ્તીની નિશાણુ જોઈ નહિ. તે જાણે પોતાનાં મન સાંથ વાત કરતી હોય તેમ ધીમે ધીમે બોલવા પડી.

"હવે હું સમજું છું. એકજ નામના બે આસામીઓ હોવા જોઈએ. એક તો તે માણુસ હતો કે જેને હું પરણી—ઘણોજ બદકાર અને લુચ્ચો તે હતો. જો કે રોબર્ટ તો આ માટે કંઇજ જાણતો નથી, અને મારા આગલા ધણીએ મને તજી દેવા પછી તેના છપાયલાં મરણુ વિષે જ્યાં સુધી રોબર્ટે મારાપર તાર કર્યો અને તે પરથી તમને મારા આગલા ખાવંદ મેં ધાર્યા ત્યાં સુધી મને કશો જ શક નહિ હતો."

તે અમેરિકને ગુંચવાઇને પુછ્યું, "તમો તરફથી મારી સહી સાથના ચોકકસ ચેકો લેમરીંગ ખાતે વટાવવામાં આવ્યા હતા તે માટે કંઈ ખુલાસો કરશો ?'

"ચેક!" તેણીએ ભવાં ચઢાવી બોલવા મડયું, "મારા મરનાર ધણી તરફથી તેના મરણુ આગળ તે મને મળેલા હોવા જોઇયે. તે તમારોજ નામરાશીયો હતો. શું તે ચેકો સંબંધી કંઈ ખોટું થયું હતું ?"

હવે ધ્રાંકિનને ધીરજ આવી, અને બોલ્યો. "તમારી આબરૂપર કશું આળ નથી. ત્યારે તે લુચ્છાએ તમને પોતાના હથ્યાર બનાવ્યાં હતાં, મારાં વ્હાલાં બેહન, અને સઘળું ખલાસ! જે નામ હેઠલ તે તમને ઠગાઇથી પરણ્યો તે તેનુ નહિ પણ મારૂંજ હતું ને આવા પાપી કામ માટે તેણે ચોર્યું હતું. અલબત, તે લુચ્છો હતો એમ તમે વાજબી કહો છો, ખરો ગુનેહગાર તો એજ હતો જ્યારે મેં

તમને તેવા ધાર્યાં: જો કે રોબર્ટે તો તમારી વખાણ કરી તે સામે સખ્ત વાંધો ઉઠાવ્યો હતો, જે મેં સ્વિકાર્યો ન હતો, પણ હવેજ મારી આંખ ઉંઘડી છે અને તમને તેવાં ધારવા માટે હું માફ માગું છું. તે બક્ષવા મહેરબાની કરશો? તમારે જવું ન જોઇયે. આ તમારૂંજ ઘર છે."

"કંઈ નહિ. ભાઈ. આપણુ સર્વ માણસો ભુલને પાત્ર છિયે. મારીનો બક્ષનાર તો તે પરવરદેગાર છે, અને હું અહીં રહું! અરે નહિ! યાદ રાખો કે મેં રોબર્ટને ઠગ્યો છે. મારે પ્હેલાંથીજ કહેવું હતું કે હું એ લુચ્ચાની વિધવા હતી, મને માફ કરો. હું રહી શકતી નથી. તે કદી મને માફ કરશે નહિ."

છેલ્લું વાકય લુસી ધ્રુજતા અવાજે બોલી, કારણ તેણીના પ્યારા રોબર્ટને તે ફરી છોડી જવા સહેજબી ખુશી હતી નહીં.

"તમારૂં ઘર અત્રેજ છે," હવે બ્રાઉને ઉઠીને તેણીને અટકાવીને કહ્યું. "આવા ખુલાસા પછી તો તમને તે બેવડો ચહાશે. મારીની તો જરૂરબી પડશે નહિ. તેને પણ સાજો થવા દો, પછી બીજી વાત. તમે અહિંજ રહો. કંઈ નહિ તો તમારા રોબર્ટને ખાતરજ. તમે વચન આપશો?"

"હા, હું વચન આપું છું," તે અંદરથી ખુશી થઈ લાલ થયલા ચ્હેરાથી બોલી.

અને બ્રાઉન, કે જેને રોબર્ટના મારીની પણ ખાત્રી આપી હતી તે તેના વચનપર ભરૂસો લાવી હસ્યો. વાંચનાર! સાહેબજી. ખુદા સર્વ નિર્દોષોને સંભાળે!

# વારતા અગીઆરમી.

# કીસમતની કરામત!



મી૦ પીરોશા નીમચવાલાની એક યુરોપયન ફર્મ કે જ્યાં એક કેશયર તરીકે તે નોકરી હતો ત્યાં એક મોટી રકમના નાણા સંબંધીનો ઘોંટાલો કરવાના આરોપ માટે સેશન કોર્ટમાં તપાસ ચલાવવામાં આવતી. પીરોશાએ આખા કેસ દરમ્યાન પોતાના બચાવ અર્થે શબ્દ પણ ઓચર્યો ન હતો, તેના તરફના ધારાના હીમાયતી જવાન મી૦ કેકોબાદ બારીસ્ટરે તેના બચાવની દરેક બારીઓપર વીવેચન કરી સંગીન પુરાવાની ઘેરહાજરી સાબિત કરી આપવા એક છટાદાર ભાશણ અતી ઘણી બાહોશીથી હમણાંજ પુરૂં કર્યું હતું, તો જો કે કેસ હાથમાં લેતી વખતે પીરોશા તરફથી આ ચોરી માટેનો ખુલાસો માંગયો હતો પણ પીરોશાએ "હું નિર્દોષ છું" સિવાય બીજો એકબી શબ્દ વધું કહેવાની ના પાડી હતી, અને તેની આ ચુપકીદીથી તે નિર્દોષ કે દોશીત હતો ને માટે ખુદ કેકોબાદ બેરીસ્ટર કંઇ ઓછો હેરત ને શંકાશીલ થયો ન હતો.

આરોપી પીરોશા નીમચવાલો થંડેપણે ગંભીરાઇથી પોતાના બાહોશ ધારાશાસ્ત્રીનું છટાદાર ભાશણ સાંભલતો તેને ટીકતો ઉભો હતો. તેણે આખા કેસ દરમ્યાન એક એવી કદી તુટે નહીં તેવી ચુપકીદી અખત્યાર કીધી હતી કે સર્વનું એમજ માનવું હતું કે 'તેજ આ

વાંક માટે ગુનેહગાર હશે. જડજે "સમીંગ અપ" કર્યું અને જુરી વીચાર કરવા ગઈ. જ્યારબાદ મી૦ કેકોબાદના હાથમાં તેઓના કલાર્કે એક કાગળ લાવી મુકયો. જવાન બેરીસ્તરને તે કાગલના એનવેલપ ઉપર લખેલા સરનામાંના હાથ દસ્કત કંઇ અંજાણ નહીં હતા. તેઓએ એનવેલપ ફાડીને તે કાગળ વાંચ્યો.

"**વાહલા કેક**—આ ચીઠી વાંચતાં તરતજ ચાલી આવજે. પપા તુંને એકદમ મલવા માંગેછ, એવણની તબીયતબી વધારે બગડી ગઇછ—**તારી તેહમીં.**"

આ નાની ચીઠી તેની અદરાયલી તેહમીની હતી. જે વાંચી તે તરતજ વાને વેગે દોડયો અને તેહમીના બાવા મી૦ ફરદુનજી શેઠના ચર્ચગેટ સ્ત્રીટમાં રહેતા હતા અને જેવણ દાકટરના કહેવા મુજબ શકતી ઉપરાંત કામ કરવાથી અઠવાડીયાં થયાં પટકાઇ પડયા હતા, તેવણ પાસે જઇને તેવણને મળ્યો. તેવણે તેને પહેલાં બારણું બંધ કરવા કહ્યું, જેમ તેણે કર્યું અને તેવણની પાસે જઇને બેઠો.

"કેમ, આ કેસનું શું પરીણામ આવ્યું? પીરોશા બીચારો છુટયો કેની?", તે બુઢા મી૦ ફરદુનજીએ ઇંતેજારીથી પુછ્યું. કેકોબાદે તેમના તરફ થોડો વખત જોયું. તેનો થનારો સસરો આ ઘોટાલાના કેસ માટે તેમજ તેમાં તે રોકાયલો હતો એ વાત જાણતો હતો એમ તેને પહેલવહેલુંજ જાણ્યું, અને ધીરેથી જવાબ આપ્યો, "નહીંજી હજી તે છુટયો નથી. જુરી વીચાર કરવા ગઇ છે."

"પણ એ કેસનું શું પરીણામ આવશે?" તેવણે આતુરતાથી પુછ્યું.

"મેહરબાની કરી તમારાં મગજપર હમણા એવી વગર અગત્યની બાબદોનો ભાર ન રાખો સાહેબ!" બુઢા ફરદુનજી કદાચ આ કેસના ખરાબ પરીણામથી અશાંત બની તબીયત બગાડે તેની ધાસ્તીથી તેણે ધીરેથી કહયું; છતાં તેના શબ્દોથી તે બુઢાજીપર તો ઉલટીજ અસર થઇ.

"મારા સવાલનો જવાબ આપ!" તે બુઢાજી ગરમ થઇ બોલ્યા. "હું બધું જાણુંછ, મેં પેપરોથી જાણ્યું છે કે આજે ચુકાદોબી આવી જશે. દીકરા તુંતો એક વકીલ છે તો બોલ કે આ કેસનું શું પરીણામ આવશે? તારે તો તે ધારી રાખવુંજ જોઇએ!"

"હું ધારૂં છું સાહેબ, કે ઘણું કરીને "ગીલ્ટી." તેણે ધારેથી કહયું. "આરોપી એટલો હટીલો છે કે આ આરોપના બાબમાં એકબી બોલ બોલ્યો નથી. મુંગો રહી સામું પોતાને નુકશાન કીધુંછ."

તે બુઢો તકીયાપર પડી મુશકેલીથી દમ લેતો હતો તે બોલ્યો "હું ધારૂંછ કે તારી બાહોદરીથી જુરીના મનપર અસર કરવામાં તેં કંઇ બાકી તો રાખ્યુંજ નહીં હશે, છતાં જો પરીણામ 'ગીલ્ટી' નુંજ આવશે તો તેમાં તું શું કરશે. પોતાનો બચાવ કરવા માટે તે તદનજ ચુપ રહયો છે."

"ખરેખર સાહેબ તેમજ થયું છે" કેકોબાદ બોલ્યો "તો જો કે બચાવ માટે મેં કંઇજ કરવાનું બાકી રાખ્યું નથી."

"ખરૂં કહયું" ફરદુનજી બોલ્યા, "પણ જો સાંભળ, પરીણામ ગમે તે આવે પણ આજે જે માણસની આરોપી તરીકે તપાસ ચાલી છે તે તદન નિર્દોષ છે!"

કેકોબાદ ચમકયો. ખુદાનું ખસ્યું તો નથી ? તેણે તેને નિરાંતે સુતી રહેવાનો આગ્રહ કર્યો.

"તારા કરતાં હું વધારે સાવચ છું." તે બુઢાજી ગુસ્સે થઇ બોલ્યા "સાંભળ ચમકતો ના! આ વાંકનો ખરો આરોપી હું છું! તે હુંજ હતો કે જેણે આ રકમ ઉચાપત કરી, છુપીથી તેનો નીકાલ કરી નાખ્યો અને એક ચોરનોજ ભાગ ભજવ્યો. મારૂં ઘર અને ખાસ કરી મારી આબરૂ જતી બચાવા માટે મારી પાસ માત્ર એજ ઉપાય હતો, અને હમણા મારી સુખી હાલત તું જોય છે તે આ ચોરીનેજ આભારી છે.

તે બુદ્દો થાક ખાવા થોડીક મીનીટ થોભ્યો.-તે ઘણીજ જબરીથી તેનાપર ગાલેબ થતી બેસુધ્ધીની સામે થતો હતો. કેકોબાદ આ એકરાર સાંભલી ચમકયો. પણ પછી ખડખડ હસી પડી બોલ્યો, "મુરબ્બી સાહેબ તમો શું બોલોછો તે હુ સમજી શકતો નથી, તમે પેલા આરોપો પીરોશાની ઓફીસમાં ગોટાલો વાલવા ગયા એ સમજીને મને બહુ રમુજ ઉપજેછ."

"મુરખ ના થા, ને મને બરાબર સાંભળ!" ફરદુનજીમા કેકીના ખડખડ હસવાથી તપી આવીને બોલ્યા. "હું ખુદાને હાજર નાજર જાણીને જે ખરૂં છે તેજ કહું છું. હું, આ મારૂં પાપ આથવાડીયાંઓ સુધી છુપાવી રાખને પણ મારી અતી દુ:ખકારક ખરેજ દીવાનાપણું લાગુ પડે તેવી માંદગી સામે નાચાર થયોછ, એ ખોદા મારા ગુનાહનું પાપ બીચારા નિર્દોષ પીરોશાની ગરદનપર કેમ નાખું?" "જા, જલદી ને મારો એકરાર કોર્ટને જાહેર કર! કેકી ખોટી ના

થા ! જા, દોડ !"

અને ખુદ્દાએ મજબુત ઉશકેરાઈ આવી પોતાની આંખો હાથોથી ધાંકી. કેકી આવી હાલતમાં તેને વધારે નહીં બોલાવવાનું દરૂસ્ત ધારી બારણું ઉંગાડી ઓરડામાંથી બાહેર પડયો અને તેહ-મીને તેણીના બાપના ઓરડામાં મોકલી પોતે કોર્ટમાં પહોંચ્યો. ત્યાં પહોંચતાં તેને જણાયું કે જુરી હજી ગેરહાજર હતી. "જુરી એક મત થતી નથી" કોઇનો અવાજ આવ્યો અને તે ખરોજ પડયો. જુરીને જડજે રીટાયર કીધી અને નવેસરથી ફરી તપાસનો હુકમ કર્યો. કેકી બેરીસ્ટરે આથી એક છુતકારાનો દમ ખેંચ્યો. તે કોર્ટમાં થોભ્યો નહીં પણ તરત પોતાના સસરાના ઘર તરફ દોડયો.

પણ ત્યાં પુગતાંને વારજ થોડીજ વારપર નીપજેલાં ફરદુનજી શેઠનાના એકાએક મરણની તેને દલગીરીભરી ખબર મલી.

ફરદુનજી શેઠનાના ગુજરવાને એક અથવાડીયું પસાર થઇ ગયું. કેકોબાદ બેરીસ્ટર પોતાની ઓફીસમાં એક મુકદમાની બ્રીફ તપા-સતો બેઠો હતોઃ પણ તે "બ્રીફ"માં તેનું ધ્યાન બીલકુલ હતું નહીં. તેની આંખો બ્રીફના કાગલોપર ટાંકેલી હતી, પણ તેના વિચારો બાહેર ભટકતા હતા. તેણે પોતાને માથે બેવડી જોખમદારી લટકેલી જોઈ. અગર મરહુમ ફરદુનજીનો એકરાર જાહેરમાં ખુલ્લો પાડેછ તો તેથી તેના પ્યારની પુતલી તેહમીની બે-દાગ આબરૂપર એક ચોરની બેટી હોવાનો કલંક ચોંટેછ. પણ તેમ જો તે નહીં કરતો તો એક નિર્દોષ માણસ કાયદાના સપાતામાં આવી જઇ હંમેશને માટે લોકોની નજરમાં નીચો પડેછ. કરવું તો શું કરવું? બોલવું કે ચુપકીદી એખત્યાર કરવી? પોતે જે દિલકશ નિર્દોષ

સુંદરીને ચાહતો હતો તેનો તેણે વીચાર કર્યો. તે કદી પ્યારનો તો ભોગ આપી શકેજ નહિ. તેને લાગ્યું કે તે તેહમીને છોડી શકશેજ નહીં પછી ભલે તેણી એક ચોરની બેટી તરીકે જાહેર થાય.

પણ હયાં તેના વિચારોમાં ખલલ પડી. તેનો હમાલ ઓરડામાં આવ્યો અને પોસ્ટમાં આવેલું તેને નામનું એક કાગલ તેનાં હાથમાં મુકયું. તેને તે કાગલ ફોડયું અને વાંચીને બહુજ ચમકયો, અને ફરી ફરીથી તે પર લખાયલા અક્ષર ટીકી ટીકીને જોવા લાગ્યો. તેણે પોતાનું માથું બન્ને હાથો વતી જોરમાં દાબ્યું. તેહમી-તેની જીંદગીની જોત, તેને એકાંત નાખી પોતાનું ઘર છોડી ગઇ હતી, કે જે માટે તેણીએ આ કાગલમાં કંઇજ કારણ જણાવ્યું ન હતું. તેણીએ ફકત એટલુંજ જણાવ્યું હતું કેઃ—

"**મારા કેક**—મેં એક એવો ભેદ આજે જાણ્યો છે કે જેથી આ લખતાં મારા હાથો ધ્રુજેછ. મને કમકમાટ છુટેછ. અફસોસ હવે પછી હું કદી તને મલસ નહીં. મને શોધવાની કંઇબી કોસેસ તું કરે તો તુને મારા લોહીના સમ છે, બસ-તારી દુખી **તેહમી.**"

આ ઓચીંત ફટકાથી તે થોડીક પલ સુધી બેધ્યાન જેવો બની ગયો. તેને લાગ્યું કે કોઇબી રીતે "તેણીનો બાપ ગુનેહગાર છે" એ બાબત તેણીએ શોધી કાઢેલી હોવી જોઇએ. તેહમીની આ નાની ચીઠ્ઠીએ ગોવા કેકાની દુન્યાંજ અંધારી કરી નાખી. તે પ્યારૂં પંખેરૂં તેના પ્યારની રૂપેરી દોરી ઓચીંતી તોડી નાખી ખુદા જાણે કયાં ચાલી ગયું હશે તેના દિલ તોડનાર વિચારે તેને ઘેલો કરી નાખ્યો.

તેહમીના ગુમ થઇ જવાને અથવાડીઆંઓ પસાર થઇ ગયા. મહીનાઓબી વહી ગયા, તોબી કેકા બેરીસ્તરની જીંદગી તો ફિક્કડ

અને વેરાનજ હતી તેની હીમત તુટી ગઇ હતી, ખુશાલી તેને છોડી ગઇ હતી, અને અશાંતીએ તેઓની જગા લીધી હતી.

અત્યાર સુધી તેણે પીરોશા નીમચવાલાની નિર્દોષ્તા માટે કશુંજ કયું ન હતું તો જો કે તેમ કીધેલું હવે વગર જરૂરનું હતું. કારણ પીરોશા નીમચવાલાની ફરી તપાસમાં પીરોશા નીમચવાલાને પુરતા પુરાવાની ધેરહાજરીનો લાભ આપી કોર્ટે છોડી મુકયો. તો જોકે જાહેર પ્રજા તો હજી પીરોશા ગમ શકની નજરથી જોતી હતી.

એક દીવસે જયારે કેકી પોતાના આગલા પ્યારના ચકચકીત દીવસોની ખુશ યાદમાં લીન થઇ બેઠો હતો તેટલાં તેના હમાલે એક ગ્રહસ્થનો કાર્ડ લાવી આપ્યો, જેને બોલાવવામાં આવતા એક ઉંચો ખુબસુરતને દમામદાર દેખાવનો ગ્રહસ્થ દાખલ થયો કે જેને મી૦ કેકીએ મરનાર ફરદુનજી શેઠના વકીલ તરીકે તરત ઓળખ્યો. તેને કેકીએ ખુરશી આપી બાઆબરૂં બેસાડયો.

"મી૦ કેકી, હુ મારી તબીયતના સુધારા માટે બહારગામ બટકયા કરતો હતો. તેમાં હું દિલગીર છું કે મારી ખરી ફરજને પણ હુ ભુલી ગયો અને હમણાજ હું જોઉં છું કે એક નિર્દોષ માણસને બેશક મારી ભુલથી એક ગંભીર ગેરઇન્સાફ થયો છે."

તેણે પોતાના ખીસામાંથી એક પેપર ખેંચી કાઢયું અને તે મી૦ કેકીની નજર આગળ ધરી બોલ્યો, "મુંબઇ છોડવા અગાઉ મી૦ ફરદુનજીએ મને આ આપ્યું હતું અને મને ખાસ તાકીદ આપી હતી કે તેના મરણ પછીજ તે ખોલી ઘટતો ઉપયોગ કરવો. આ ખાસ આપેલી સુચના મારી નબળી પડી જતી તબીયતને લીધે હું તદન ભુલીજ ગયો, પણ ખુદા કરશે તો હજબી બધુ વાજબી

કરવા માટે મોડું થયું નથી. મી૦ પીરોશાએ પોતાની સામેના મુકદમામાં જે ચુપકીદી અખત્યાર કીધી હતી તે ફક્ત મરહુમ ફરદુનજી સાથની દોસ્તીને ખાતરજ હતી એમ મરહુમ ફરદુનજીના એકરાર ઉપરથી જણાય છે અને જેથીજ તેને આરોપી તરીકે હજીબી માનવામાં આવે છે. આ પરથી તમો સમજી ગયા હશો કે ખરો આરોપી કોણ હતો." આ ખુલાસાથી મી૦ કેકી ચમકયો ખરો પણ કંઈજ બોલ્યો નહીં.

"હા" તે વકીલે ચલાવ્યું "તે મરનારે કબુલ કીધેલો આ તેમની સહી સાથનો એકરાર છે અને એ તેવણે પોતાનું મરણ ચેતીને આગમચથીજ લખી રાખ્યો હતો, કે જયારે મી૦ પીરોશા તો કેદ પકડાયલોબી ન હતો."

જવાન કેકીએ એક દુઃખનું દચકું ખાધું. અરે! આખરે કાલી ટીલીને બદનામી તો મરહુમ ફરદુનજીનેજ કપાલે ચોંટી! અને હવે દુન્યામાં તેહમીને એક ચોરની બેટી તરીકે જાહેર કરવાની કમબખ્ત ઘડી પણ આવી પુગી. તેને પોતાની વહાલી તેહમી માટે બહુંજ બલાપો લાગયો. અરે ખુદા! તેણી દુન્યાને કીયે છેડે છુપાયલી હશે?

ફરદુનજીએ લખેલો એકરાર તેઓએ ધ્યાનથી વાંચ્યો. તેમાં લખ્યું હતું કે "પીરોશા નીમચવાલો આ ચોરીના ગુનાહથી તમામ નિર્દોશ છે. એ ચોરી ખુદ મેં કરી હતી, પીરોશાને તેની ઑફીસમાં હું મલવા માટે ગયો હતો, જયા તેની પાસે બેસી હમોએ થોડી ઘણી વાતચીત ચલાવી, તેટલાં પીરોશાના શાહેબે તેને તેડતાં તે પોતાનો "કેશ" ઉઘાડો મુકી ત્યાંથી ગયો અને સેનાને મને બમા-

વવાથી મારી દયાનત બગડી. તે ખુલા પડેલા "કેશ" માંથી નોટોનું બંડલ ઉઠાવી લઇ મેં છુપાવી દીધું. પીરોશા પાછો આવતાં સાહેબ સલામ કરી હું ચાલતો થયો. અને ત્યાંથી નીકળી પાધરો મારા માંગનારને ત્યાં જઇ તેનું માગતું આ ચોરીના પઇસાએ શીટાડયું.

તેજ દીવસે રાતના પીરોશા મારે ઘેર હાંફતો આવ્યો અને ચોરીની ખબર આપી. મને લાગ્યું કે તેનો શક મારી ઉપરજ હતો પણ મારા અંગત ઉપકાર નીચે દબાયલો હોવાથી મને ખુલ્લું કહેવાને તે શરમાતો હતો. મારૂં અંતકરણ દંખ્યું પણ તે વખતે હું કબુલ કરી શકયો નહીં. બરાબર તપાસ કરવાની મેં પીરોશાને સલાહ આપી અને બીચારો તે રડમસ જેવો મારા ઘરમાંથી બાહર પડયો."

આ મરનાર ફરદુનજીનો એકરાર હતો, અને હવેજ કેફીને સમજ પડી કે પીરોશા નીમચવાલાએ મુકદમા વખતે કંઇબી ખુલાસો કરવા ના પાડયુ હતું તે ફકત પોતાના બુઢા દોસ્તની આબરૂ બચાવવા માટેજ હતું. "ખરેખર કેવો હાતમ દિલનો ઇન્સાન!" કેફીથી બોલી પડાયું.

બીજેજ દીવસે મરનાર ફરદુનજીનો એકરાર દરેક પેપરમાં છપાયાથી સર્વ લોક જેઓ પીરોશા નીમચવાલાને દોશીત માનતાં તેઓ અજાયબીથી ખરેજ છકક થઇ ગયાં. ગરીબ બચારો પીરોશા! તેને તેઓએ આજ લગણ કેવો ગેરઇન્સાફ કર્યો હતો?

રાબેતા મુજબ મી૦ કેફી બેરીસ્ટર પોતાની ઓફીસમાં કામે વલગ્યો હતો કે એક હમાલે આવી તેને કોઈ પારસી બાઇ મલવા માંગતી હોવાની ખબર આપી. અને કેફી સાહેબ કચવાઇને "અચ્છા ભેજો" ના ટુંકા હુકમ પછી પાછો વાંચવામાં રોકાયો. બે મીનીટ

પછી દરવાજો પાછો ખુલ્યો અને કેકી ી અજાયબી વચ્ચે તેહમી તેની ગુમ થઈ ગયલી સ્વીટ હાર્ટ તહેમી આવી ઉભી. કેકી પહેલે તો ચકીત થઈ ગયો અને ભાગ્યેજ માની શક્યો કે તેણી ખરેખર તહેમીજ હતી; પણ બીજીજ પળે તેણે તેણીને ગોડમાં ચાંપી અને અસંખ્ય ગરમ કીસીસોથી તેણીને ગોયા ગુંગલાવી નાંખી. તેણી ધ્રુજતી અને દચકાં ખાતી બોલી, "મેં ફરદુનજીનો બધો એકરાર પેપરોમાં વાંચ્યો છે. મારા વ્હાલા પાલનહારના મરણ પછીજ તેમના ખાનગી કાગળો ખોલતાં મને માલમ પડયું કે હુ તેમની માત્ર કરી લીધેલી છોકરી હતી. જ્યારે મારા ખરા પીતા તો પીરોશા નીમચવાલા છે, જેવણની ચોરીના વાંક માટે આરોપી તરીકે તપાસ ચાલી હતી. તેઓજ મારા ખરા પપા છે એમ જાણવાથીજ હું બીધી અને ઘર છોડી ગઇ કે જો હું તારી ધણીયાણી થવસ તો તારી આંતને નુકસાન કરી તાંરી જીંદગી કંગાલ બનાવસ; કારણ હું એક આરોપીની બેટી હતી. મારા ખરા પપાએ સતાની મોહકાણમાં ખરાબ હાલતમાં આવી જવાથી અને કરજ થઈ જવાથી મુંબઇ છોડી જવાનો ઠરાવ કર્યો, અને મને મરહુમ ફરદુનજીને સપુર્દ કરી પોતે દુર દેશાવર નીકલી ગયા. મારા પપા પીરોશા અને મારા પાલનહાર ફરદુનજી જાની દોસ્તો હતા. મારા માય મને નાની મુકીનેજ ગુજરી ગીયા હતા અને મારા પપાના હઇયાત સગાઓમાં ફક્ત હુંજ એખલી હતી. પણ હવે તો હું મારા ખરા પપાને ત્યાંજ છું" તહેમીએ પોતાનો ખુલાસો પુરો કીધો.

ખુશાલીથી ઘેલા જેવા બનેલા કેકોબાદ બેરીસ્ટરે પોતાનું ઓફીસનું કામ સપાતામાં પુરૂં કરી નાંખ્યું અને તેહમીના પપા

ભવિષ્યના પોતાના સસરા પીરોશા નીમચવાલાને ભેટવા તેણીની સાથ ઓપીસ છોડી ગયો,

## વાર્તા બારમી.

# મુશકીલ આશાન.

જસી વહાડીયો પોતાની ઓપીસમાં બેઠો બેઠો મન સાથે કાંઇ વમાસણ ચલાવતો હતો. તેના બાવાની ઘરની ઓપીસ હતી, જે તેવણના ગુજરવા બાદ તે ચલાવતો હતો. પરણવા સાફ નાજ પાડતો હતો, પણ પડોશમાં નવાંજ આવેલાં સોરાબજી દાલાસની એક પુરી દીલકશ બેટી શીરીને તેના ઠરાવપર પાણી ફેરવ્યું હતું. બન્ને એક મેકને ચાહતાં હતાં, પણ બોલતાં શરમાતાં હતાં. વળી બન્નેનાં કુટુંબનીબી મરજી હતી. હવે તેજ સાંજે જસીને તક મલવાથી હીંમતથી તેણે પોતાનું દીલ શીરીન આગળ ખાલી કીધું. આ સાંભળી તેણી ગમખાર બની ગઇ, પણ તુર્ત મનપર કાબુ મેલવી ધીરેથી પોતાની માંજરી આંખોમાં આસુ લાવી બોલી કે તેણી પણ તેને ચાહે છે, પણ તેના દરજ્જાને ખાતર અને બીજાં કેટલાંક મજબુત કારણોને લીધે તેને પરણી શકતી નથી. જશી તો આ સાંભલીને નાસીપાસીમાં ડુબીજ ગયો. આથી તેણી ખરાં દીલે દાઝીને બોલી કે “મને માફ કરજો જસી, હું તમો માટે બીલકુલ નાલાયક છું. પ્યાર મને તમારી થવા લલચાવે છે, પણ ફરજ મને

તેમ કરતાં અટકાવે છે. તમો મારી ભુતકાળની સ્થીતિથી અજાણ છો. અમારૂં કુટુંબ મધ્યમ રીતે હરેક વાતે સુખી છે, પણ માત્ર એકજ વાતે દુઃખી છે."

"પણ ભુતકાળની વાતો સાથે મને કામજ નથી. મને તો તું જેવી હાલ છે તેવીજ જોઇએ છે. રીનની ભીખનો હું હીમાયતી નથી, પણ સંસારી કેળવણી પામેલી અને સદગુણી સ્ત્રીનો હું તલબગાર છું અને તે મને તારામાંજ મલી છે એટલે બસ" જસીએ દુઃખી દીલે જુસ્સાભર કહયું.

"એ તમારી લાયકી છે જસી. પણ અમારા સંસારરૂપી આકાશમાં માત્ર એકજ કાળું વાદળું છે જેથી હું તમારી થઇ શકતી નથી માટે નાચાર છું." શીરીને ચલાવ્યું.

"તે વાદળું બનાવવામાં તારો હાથ છે?" જસીએ પુછ્યું.

"બીલકુલ નહિ." જવાબ મલ્યો.

"બસ મને એટલુંજ જોઇએ છે. તું જો નિર્દોષ અને પાક છે તો બીજી વાતની મને શી દરકાર છે? જો હજીબી વિચાર કર અને મને સુખી કર?" જસીએ પુછ્યું.

તેણી ધ્રુજી, અને તેનાં ખભાંપર માથું નાખી બોલી "જો તમુને મારામાં વિશ્વાસ છે તો પછી હું તમને સુખ આપવા દરેક કોશેશ કરીશ."

જસીના હર્ષની સીમાજ ન હતી. સેહજબી વખત ન ખોહતાં તેણે લગનનો દીવસ નકકી કર્યો. લગ્ન બહુજ ધામધુમથી થયાં, અને બન્ને એકમેકના પ્યારમાં સુખથી રેહવા લાગ્યાં. જસીએ ત્યારબાદ

જોયું કે શીરીન કંઇબી છુપા બળાપાથી દુઃખી હતી. દીવસો જતાં તેણીના મનની વેદના વધતી ચાલી. જસીનાં માતા આવાંમાબ્રએબી એક માતાનોજ વગ રાખી તેણીને ખુશી કરવા બનતું કરી તેણીનાં દુઃખનું કારણ જાણવા બહુ કર્યું, પણ તેણી હમેશ ઉડાવતી હતી. જસીનો થોડા વખતનો રેમુજી ખવાસ આથી બરીઅલ બની ગયો. એક દીવસે તેણીને ઉંઘમાં બબડતી જસીએ સાંભલી. "રૂસી! મારા વ્હાલા રૂસ! તું શું કરતો હશે? ખુદા તુંને સુખી રાખે" જો કે જસી એક અદેખો માણસ ન હતો છતાં તેની નરમ લાગણીઓ આથી બહુ જખમાઇ. એક દીવસે ધીરેથી તેણીને પતાવીને તેણે પુછ્યું કે "ડીયર શીરીન્ના, મને અદેખો ના માનતી, ખુદા શાહેદ છે કે હું તુંને કેવો પ્યાર અને પવિત્રાઇની પુતલી તરીકે ચાહું છુ પણ તું જે ઉંઘમાં બોલે છે તે મને બેહદ ચીંતાતુર બનાવે છે."

"ઓ વ્હાલા, ખુદા ખાતર તે માટે તો તમે મને પુછતાજ ના" તેણી કરગરીને બોલી જેથી જસીને બહુજ લાગી આવ્યું. તે બોલ્યો "શીરીન, એ રૂસી કોણ છે તે તું મને સરના તાજ ખાવંદને નહીં કહે?"

"ઓ, મને માફ કરો વ્હાલા, મને દબાણ ના કરો. હું હવે હમેશ ખુશી રહી તમોને પણ ફરી સુખીજ બનાવીશ." તેજ સાંજે જસી ઓફીસમાં એજ વિચારમાં બેઠો હતો કે "શું તેની પ્રિયા આગળ કોઇને ચાહતી હશે, અને તે બેવફા નીવડયાથી તેણી દુખી થતી હશે." તેટલાંજ બારણું ઉંઘડયું અને એક ઉંચો ખુબસુરત પણ ચીડડેહાલ પુરૂષ દાખલ થયો અને સલામ કરી બોલ્યો કે.— "સાહેબજી, જમશેદજી શેઠ, તમો મુજ ગરીબને ઓળખતા ન હશો,

પણ તમારી લાયકી જગઆશકાર છે એ મને ખબર છે. મને મદદની જરૂર છે સાહેબ, અને હું કેહવાને શરમાઉં છું કે મેં જેલમાં જઇ મારી આબરૂ ગુમાવી છે. હું ત્યાંથીજ સાત વરસે છુટીને આવ્યો છું. હું મને નિર્દોષ પુકારવા માગતો નથી, સાહેબ, હુ પોતે એક આબ-દાર ખાનદાનનો નબીરો છું. પણ ખરાબ સોબતે મને ખુવાર કરીને આ હાલતમાં લાવી મુકયો છે. ખરાબ સંગતનાં પરીણામે ફોરજરી વીગેરે માટે મેં ઘણું ખમ્યું, છે અને તે વાજબીજ છે. અરે! હવે મારૂં શું થશે? હું જુવાન છું અને હજુબી મને સુધરવા ચાન્સ છે. જો કોઇ ખુદાનો લાલ——" અને તેનું હૈડું ભરાઇ આવ્યાથી તે રડી પડયો, જેથી જરસી બોલ્યો "તમોને મદદનો હાથ આપે તો ખરૂની? પણ તમારૂં નામ?"

"તેની કંઇજ જરૂર નથી સાહેબ. મને માત્ર પેસી વકીલ કેહશો એટલે બસ છે, કારણ મેં મારૂં ખરૂં નામ દુબાડયું છે, મને ગમે એવી નોકરી આપશો તો હું કરીશજી." આથી જરસીએ દયાથી દાઝીને તેને એક સારીજ આશા આપનારી જગા આપી જેથી તે ખુશીજ થઇ ગયો: આથી જરસીને કંઇ થોડો સંતોષ નજ થયો. "આહ! આ વાત હું શીરીનને કહીશ તો ખચીત તેણી ખુશીજ થશે, કારણ આવાં દુ:ખીઓ માટે તેણી કંઇ અજબજ લાગણી ધરાવે છે." તે બબડયો અને ઘરે ગયો. તેણીએ શીરીનને આ વાત કહી જેથી ધારવા કરતાં વધું ખુશીમાં આવી તેણી બોલી "ઓ, ઘણુંજ ખુદાપસંદ કામ કીધું વ્હાલા. મને ખાત્રી છે કે તે તમુને પુરતો સંતોષ આપશેજ. પણ તેણે શું નામ કહ્યું, વ્હાલા?"

"તેણે પેસી વકીલ કરીને નામ આપ્યું પણ તે ખરૂં નથી

પણ તું આટલી બધી ફીકકી કાં પડી ગઇ વ્હાલી? કોલનવોટર લાવું કે ડાકટરને બોલાવું!" અને તે તેણીની મદદે દોડયો.

"ઓ મને માફ કરો વ્હાલા. મને કંઇ નથી. પણ મને તમે કહો વ્હાલા કે તે કોણ જેવો છે? અ:–આ–આ જ–પેસી વ–વકીલ? ઓ, એ બનેજ કેમ? ઓ મારા ખુદા, તેને માટે–તેને તમે દયા બતાવી? ઓ રૂસી—મારા ગરીબ છોકરા"—અને તેણી ઝારઝાર રડવા લાગી "તું કંઇજ ફીકર ના કર વ્હાલી, ગમે એવું બુરૂં બન્યું હશે છતાં હું તુંને તે જરૂર માફ કરીશ. પણ કહે–ખુદા ખાતર મને ખરૂંજ કહે–કે આજય તારો એક વારનો ચાહેલો પ્યારો રૂસી છે કે?" તેને આતુંરતાથી પુછયું "એકવારનો પ્યારો? એ શું બોલોછો વ્હાલા? ઓ, નહિ! નહિ! મારો રૂસી, તે કોઇજ નહીં પણ મારો વ્હાલો માજણ્યો ભાઇજ છે. હું બીહતી હતી કે એક બંધવાની બેહન તરીકે તમે મને ધીકકારશો. પણ હું તમારી કેટલી આભારી છુ કે ગુનેહગાર છતાં પણ તમે તેને મદદનો હાથ આપ્યો. પણ વ્હાલા, મને ખરૂંજ કહો. શું હજીઆ મને તમે ધીકકારતા નથી?" તેણી બોલી.

"પણ ડારલીંગ, મનેજ તું પુછવા દે કે તારી અશાંત હાલતનું ત્યારે મુળ કારણ શું એ હતું?" જસીએ સામું તેણીનેજ પુછયું.

"હા, વ્હાલા, એ મારા પ્યારા ભાઇનું ભવિષ્યમાં શું થશે તેનો મને હંમેશનો બલાપો હતો."

"ગાંડીરે—ગાંડી—તું શું એટલું નહીં સમજી કે શું હું એટલો નિર્દય છું કે ભાઇના ગુનાહ માટે બેહનને જવાબદાર ગણું? પણ હવે તો તું સુખી છે કેની વ્હાલી?" તેણે પુછયું.

" અલબત વ્હાલા, જો તમારી માફી અને પ્યાર હશે તો મારાં સુખની સીમાજ નથી."

## વાર્તા તેરમી.

# "સાચા પ્યારની સલામતી."

જાણીતી નાટકકાર લીલી ગ્રેએ પોતાનાં રૂમનું બારણું ઢાંક્યુ અને ગેલેક્ષી થીયેટરમાં જવા માટે સડસડાટ દાદર ઉતરી નીચે આવી. જેવી તેણી ત્યાં ખોટી થતી ટેકસી કેબમાં બેસવા ઘરની બહાર નીકળે છે તેટલાં તેણીની નજરે એક સુંદર ભુલકું પડયું, જેનો ચહેરો તેણીના સમાગમમાં આગળ ઘણીવાર આવેલા પુરૂષના જેવો લાગ્યાથી તેણી ચોંકી ત્યાંજ ઉભી રહી. તેટલાં પેલું ભુલકું તેણીની આગળ આવ્યું અને બોલ્યું-"તમે એક ફરેસ્તા છેઓ ?"

"ઓ માઈ ગોડ," લીલી હસીને બોલી "એમ કહેવાનું કંઇ કારણુ, મારાં બચ્ચાં ?"

" કારણુ મારા પપા કહેતા હતા કે સોનેરી બાલવાળાં ગોરાં ગોરાં ફરેસ્તાંજ હોયછ" તે ભુલકાંએ ખુલાસો કર્યો.

આ ખુલાસાથી લીલી લાલ થઈ બોલી, "તારાં મમા કયાં છે?"

"તેવણુ તો બીચારાં ઘણા વખતનાં ગુજરી ગયાં અને પપા

કહેછ કે વખત આવતે આપણેબી તેવણનેજ મળવા જવાનું છે."

"તારૂં નામ શું ડીયર?" તેણીએ પુછ્યું.

"એટી-એટી ટ્રેવર."

આથી લીલીનો ચહેરો ફીકકો મારી ગયો. શું ત્યારે આ જોન ટ્રેવરનુંજ બચ્ચુંજ હશે, કે જેણે દશ વરસની વાતપર તેણીને પરણવા માંગણી કરી હતી, જે તેણીએ નાટકી હુન્નર અને કીર્તિનાં લોભને લીધે તુચ્છકારી કાઢી હતી, જો કે તેણી પણ તેને તેવાજ ખરા પ્યારથી ચાહતી હતી? આહ! હવેજ તેણીને લાગ્યું કે કીર્તિને માટે તેણીએ એક સુંદર જીંદગી ખોહી હતી, જ્યારે તે નાચારીએ ત્યાર બાદ બીજીને પરણ્યો હતો. આ વખતે તેણીને કીર્તિને થકી ખોયલા પ્યાર માટે ઘણો બળાપો થયો. એ સુખ યાદ કરી તેણી મનમાંજ અફસોસ કરતી હતી તેટલાં કોઇના બાગમાંથી આવતાં પગલાં તેણીએ સાંભળ્યાં, જ્યારે એક મીનીટમાંજ જોન ટ્રેવર—તે બાલકનો પીતા તેણીની સનમુખ આવીને ઉભો. બન્ને જણા 'જોન! 'લીલી' કરી એકમેકને બોલાવી અજબ થયાં.

"લીલી, તને ફરી જોવાથી હું કેટલો ખુશી થયો છું." તેણે કહયું.

"થેંક યુ, પણ તમે કેમ છો ને કયારે આવ્યા?"

"સારી પેઠે છું—હું એક અઠવાડીયું થયુંજ અહીં આવ્યોછ," તેણે કહયું.

તેટલાં તે ભુલકું બોલી ઉઠયું—'પપા તમે ફરેસ્તા કહેતા હતા તે આએજ કેની-ઘણાજ મજાહના ડાલી જેવાં છે, કેમ?"

આથી જોન શરમાઈ ગયો. તે બચ્ચાંને તેણે પેટમાં ચાંપીને લીલી તરફ જોયું.

"હું સાંભળી ઘણી દલગીર છું કે તમોએ તમારાં જીંદગીના સાથીને ખોયાં છે. એ કયારે બન્યું?" લીલીએ દીલસોજીથી પુછ્યું.

"થેંક યુ! એ બે વરસની વાત છે કે જયારે એક મોટરનાં અકસ્માતથી તેણી મરી ગઈ, પણ ખુદાની દયાથી રીબી કે હેરાન ન થતાં તુરતજ પ્રાણ મેલી દીધો." તેણે દુઃખી દીલે કહ્યું.

હવે વખત જુજ રહેવાથી તે ટેકસી ડ્રાઇવર આગળ આવ્યો. જયારે જોને તેણીને પુછ્યું, "આજે શું નાટક છે?"

તેણી જરા થોભી—તેની તરફ જોયું, અને ધીમેથી જવાબ આપ્યો કે "કીર્તિની સીડી" (The Ladder of Glory.)

આ તરફ જોને ગેલેક્ષી થીએટરમાં તેનાં નાટક માટે મહા મહેનતે એક સીટ મેળવી. થીએટર ચીકાર હતું કારણ આગેવાન એકટ્રેસ લીલી ગ્રેનોજ તે રચેલો નાટક હતો જે માટે કોઇને સ્વપ્નો બી ન હતો કે તે તેણીનીજ ૫-૧૦ વરસની જીંદગી ઉપરથી તેણીએ રચેલો હતો. પડદો ઉંચકાયો અને પહેલો સીન શરૂ થયો.

અહા! હવે જોને જાણ્યું કે તે નાટક નો તેઓનાં પ્યારની કહાંણી ઉપરથીજ રચાયલો હતો. અરે! જેવી રીતે તેણે ચાલુ કંટાળો તેણીને તેની થવા માટે આપ્યો હતો તે બોલે બોલ અંદર વર્ણવેલો હતો, જયારે તેની લગ્નની માંગણીનો જવાબ પણ તેણીએ નીચે મુજબ આપેલો તેજ પોતાનાં નાટકમાંનાં નાયકનાં મોહડાંમાં

મુકેલો હતો, કે "પ્યાર અથવા લગનને માટે મારી જીંદગીમાં જગાજ નથી. હું ફક્ત આ નાટકી હુન્નરનેજ આ જીંદગી અર્પણ કરીશ, જ્યાં સુધી હું કીર્તિની ટોંચે પુગીશ નહિ ત્યાં સુધી, કારણ આ હુન્નર માટેની કીર્તિનાં લોભ આગળ લગન એક કંગાળ જુસરી છે."

ત્યાર બાદ બીજો સીન ઉઘડયો જે વચ્ચે પાંચ વરસ વહી જાય છે અને તેણી નાટકી કીર્તિને ટોંચે પુગે છે કે જ્યારેજ તેણીની આંખ ખુલે છે અને પોતાનાં પ્યારાને પરણવા મકકમ ઠરાવ કરે છે. પણ અરે! ત્યારે તો ઘણું મોડું થઇ ગયું હતું–તેણીનો પ્યારો બીજીને ચાહી પોતાનાં લગન તેણીની સાથે થવાની ખબર આપવા આવે છે. આ દેખાવથી જોન છકક થઇ ગયો. કારણ એ ખરૂંજ હતું કે બેટી કેઝલટન સાથેના તે પોતાનાં લગનની ખબર આપવાને ગયો હતો પણ તે વેળા તેને સ્વપ્ને પણ ખબર ન હતી કે લીલી તે બધાં વરસ તો માત્ર તેને ને તેનેજ ચાહતી હતી!

છેલ્લા દેખાવમાં તે નાયકાની નાસીપાસી બતાવવામાં આવે છે જેથી સઘળાં શ્રોતાજનોપર એવી તો ગંભીર અસર થઇ કે "નાટક એ નીતિની નીશાળ છે" એ કહેવત સૌએ ત્યારેજ ખરી પડેલી જોઇ.

આએજ વખત લીલીએ સ્ટેજપરથી જોયું કે તેણીનો રચેલો નાટક જોવા તેણીનો પ્યારો જોનબી આવ્યો હતો. નાટક પુરો થવા બાદ જોન તેણીનાં ખાનગી રૂમમાં ગયો, જ્યાં તેણીને ચાહતો હતો ત્યારે વારંવાર જતો હતો. તેણી સોફા ઉપર બેઠી હતી, જે તેને જોઇને ચમકી. "લીલી, મારી તરફ જો" તેણે કાલાવાલાથી કહયું.

"શું છે—તમે કંઇ ઘણા ગંભીર જણાઓ છો?" તેણીએ કહયું.

"હા, લીલી, હું ગંભીર છું—શું 'કીર્તિની સીડી' એક ખરી વાત છે? જોકે થોડી તો હું માનું છ પણ હું ધારૂં છ કે તે આખીજ ખરી હોવી જોઇએ," તેણે કહયું. આમ કહી તેણે તેણીના બન્ને હાથો પ્યારથી પકડયા.

તેણીએ તે છોડવવાની નિરથક કોશેશ કીધી જેથી તેણે વધુ મજબુત પકડી રાખ્યા અને ફરી પુછયુ—"મને સાચ્ચુંજ કહે, ડીયર."

અરે! તેણીના મોહડામાં 'હા' શબ્દ આવ્યો પણ નહિ. તેણીની મગરૂરી અહીં ફરી આડે આવી. જેથી તેણી હસીને બોલી "છટ છટ! એ તમે શું બકો છો? શા પરથી તમોએ એવું ધાર્યુ? જો કે હું ખુશી છું કે મારૂં એકટીંગ એવું અસરકારક હતુ?" તેણી બેદરકારીથી બોલી.

"મારી સાથે ચેડાં ના કાહડ, લીલી, કહે, મને સાચ્ચુંજ કહે!" ફરી તેણે પુછ્યું.

તેણીએ આનાકાની કીધી. અરે! ફરી તેણીની મગરૂરી આડે આવી અને તેણીએ મકકમપણે કહયુ કે "નહિ, તે વાર્તા બધી ખરી નથી.

"હું ઘણોજ દલગીર છું," જોન નાસીપાસીથી બોલ્યો, "હું તો નકકી ધારતો હતો કે તે બધીજ ખરી હોવી જોઇએ?"

બીજી પળે લીલી પોતાની મુર્ખાઇથી આ બીજીવાર તરછોડી કાઢેલાં સુખનાં દુઃખી વિચારોમાં બંધ બારણાવાળા પોતાના રૂમમાં એકલી પડી પાંચ વર્ષ ઉપરની ચાલથી તેણી પસ્તાવા લાગી. અરે! તેણીએજ ફરી તેને તરછોડી કાઢયો કે જે ફરી આવશેજ

નહિ એમ તેને લાગ્યું, જેથી તેણી 'ઓ જોન!' કરી નાસીપાસીની હાય શાથે બીછાણા ઉપર પડી અને ધોધમાર આંસુએ મુંગી રડવા લાગી. હવે બીજી તરફ જોનને થીએતરમાંથી બહાર પડતાં યાદ આવ્યું કે તે પોતાની ટોપી અને મોજાં તેણીનાંજ રૂમમાં ભુલી આવ્યો હતો. જેથી તે ગયો અને બંધ બારણું થોકી ઉઘાડી મારી સાથે પડદો ખસેડવાં જાય છે કે તેણે એક હાય સાથે પોતાનું નામ લીલીના મોહડેથી બોલાતું સાંભળ્યું, જેથી તે ત્યાંજ સ્તબંધ થયો કે જે સ્ત્રીએ તેનો પ્યાર બે વાર તરછોડી કાઢયો હતો તેની હાલત એમકેમ? તેણીનાં ધોધમાર મુંગા રડવાથી તે મોમ મીશાલ પીગળી ગયો. તે અંદર ધસવા ગયો પણ અચકયો, પણ તે માત્ર એકજ મીનીટ, પછી તે અંદર હીમતથી ગયો, ગુંઠણ મંડીએ પડયો. તેણીના હાથ પોતાના હાથોમાં લઇ તેણીનાં આંસુંથી ભીંજાયલા રૂખશારો પર તેણે પ્રાતથી ધીમેથી ચુંબન કર્યું, આમ કરતાં તેણીએ તેને અટકાવ્યો નહિ. જેથી તે હીંમતવાન થયો અને તેણીનાં હાથો ચુમ્યા. એક મીનીટ પછી તેણીએ તેનાં તરફ માંરી ભરી આંખોથી જોયું, જેથી તે બોલ્યો, "મારા પ્યાર, ત્યારે નાટક બીલકુલજ ખરો હતો કેમ?" તેણીએ હકારમાં માથું ધુણાવ્યું. જેથી તે ખુશીમાં આવી ગયો અને બોલ્યો "વહાલી તને યાદ છે કે આપણે છેલ્લાં માથે જમ્યાં હતાં ત્યારે કેવી સલામતી લીધી હતી?"

"હું તને દીલોજાનીથી ચાહું છું." તેણીનાં જવાબ માટે થોભ્યા વગર તેણે ચલાવ્યું "મેં તેણીને ચાહી કે જેણીની આપણે સલામતી લીધી હતી અને તે મરહુમનું રૂહ આપણને સુખી જાણી બચ્ચીતજ ત્યાં શાદમાન થશે."

"મારી પણ તેવીજ ખાત્રી છે. અને હવે થોડીક મીનીટ

માટે તમોએ મને છોડવી જોઇએ, વ્હાલા," તેણી બોલી, "પછી આપણે સાથેજ જમીશું અને બીજી સલાગતી લઇશું. આપણાં વ્હાલાં જુલકાંનેબી લેતા આવજો કે જે બીચારાંએ મને ફરેસ્તાનીજ ઉપમાં આપી છે."

જોને ચાલવા માંડ્યું, પણ ઉંબર આગળ અટકીને હશીને બોલ્યો, "આપણે તેં મેળવેલી કીર્તિની સલામતી લઇશું, વ્હાલી?"

"નહિ વ્હાલા," તેણીએ મીઠાસથી કહ્યું "તેના કરતાં બી ઉત્તમ આપણે આપણા સાચ્ચાજ પ્યારની સલામતી લઇશું."



# વાર્તા ચોદમી.

# ભલાઈની કીમત.



વાંચનાર આપણી વાર્તાનો નાયક રૂસ્તમ શેઠના સાંજની 'વાંદરા ફાસ્ટ'માં બેસી પોતાની ઓફીસમાંથી પરવારીને ખુશાલ વાંદરે જતો હતો, જ્યાં તે પોતાની ધણીયાણી રતી સાથે તેના પિતાએ બંધાવેલી એક કુશાદે બંગલીમાં રહેતો હતો. તેના વિધવા માતા સુનાબાઇ પોતાની બેહનની એક વિધવા બેટી શીરીન સાથે પુને રહેતી હતી. રૂસ્તમ, પોતે પરણ્યા પછી નોકરીની સગવડ માટેજ વાંદરે પોતાની ધણીયાણી સાથે આવી વસ્યો હતો, કારણ તે કોટમાં એક જાણીતા

યુરોપીયન ઝવેરીની દુકાનના મેનેજરના ઓદ્ધા ઉપર હતો. આટલી ઓળખ આપીને આપણી વાર્તામાં આગળ વધીશું.

તે ટ્રેનમાં મુસાફરી કરતાં પોતાના કોટનાં ગજવામાંનો કીમતી હીરાનો હાર કે જે એક રાજવંશી માટેજ તેની પેઢી તરફથી તૈયાર કરવામાં આવ્યો હતો તે જોવાથી પોતાની વ્હોલી રતી ખુશી થશે, તેના ખુશ વિચારમાં લિન હતો. તે ઘેર આવ્યો અને તેમાં દાખલ થતાં પોતાનો સાલો જસી વહાડીયો, કે જે છાકટો અને જુગારી હોવાથી ખરાબ કંપનીથી તેને દુર કરવા હવા ખાવાને બહાને તેણે પોતાને ઘેરે વાંદરે બોલાવ્યો હતો તેને જોઇને તે બોલ્યો, "હલ્લો જસી, તું કયારે આવ્યો ?" અને રતી તરફથી ફરીને કહ્યું: "રતી ડીયર, આજે હું તને કંઇ ચીજ બતાવવા લાવ્યો છું. ચાલ, હું હમણાં મોહડું ધોઇને આવુંછું, માટે ભોણું કાઢ ડીયર, આજે તો કકડીને ભુખ લાગીછ જો." એટલું કહી તે પોતાના રૂમમાં જઇ મોહડું ધોઇ કપડાં બદલીને આવ્યો ને રતી બોલી. "ડીયર, તમે શું લાવ્યાછો તે મને બતાવોની ?"

"હારે ડારલીંગ" તેણે કહ્યુ "જોની એક રાજવંશી તરફથી રૂ. ૫૦૦૦૦ નો એક હીરાનો હાર બનાવવાનો અમારી પેઢીને ઓર્ડર મલ્યોછ, જે એક ખરેજ નમુનેદાર ઘરેણું બનેલું હોવાથી તે હું માત્ર તને બતાવવા લાવ્યો છું. આહ ખુદા ! હું કયારે મારી બ્હાલીને એવું ઘરેણું અપાવવા શકિતવાન થઇશ."

"વ્હાલા, એક પરણેતરને તેના ધણીના પ્યાર આગળ કુળ દુન્યાની ચીજ બેહિસાબ છે, પછી બલેને કરોડોથી કાંય નહીં તે અંકાતી હોય ? એક સ્ત્રીને તેના ધણીનો પ્યાર ન

મળ્યો હોય તો પછી એવાં અમુલ્ય હીરાઓની કીંમત તેની આગળ કાચના ટુકડા જેટલીબી નથી, સમજ્યા?" આ તેણીના બોલવાથી રૂસી ખુશી થઇને બોલ્યો—"શાબાશ વ્હાલી, તારા જેવી સંતોષી નારી જેને મળે તેના મોટાં ભાગ્ય સમજવાં. મારા કોટના ગજવામાંથી તે હાર મારા રૂમમાં જઇને હું હમણા લઇ આવુંછું. વ્હાલી-જરા ઉભી રહે." તેટલાંમાં જોરથી બારણું ઠોકાયું અને નોકરે એક તાર લાવીને રૂસ્તમના હાથમાં મુકયો, જે ઉખેડીને વાંચતાં જણાયું કે તે તાર તેની માસીની દીકરી શીરીન તરફથી મુકાયલો હતો કે "માયજી દાદરપરથી પડી ગયાં છે અને માથામાં સખત લાગ્યાથી ઘણું લોહી ગયાથી ઘણા સીક થઇ ગયાં છે માટે જલદી આવજો." આ વાંચીને રૂસીએ જસીને ઘર સંભાળવા કહી રતીને લઇને ઉતાવળે ગાડી મંગાવી અને તેઓ સ્ટેશનપર ગયા. પુને પોંહોચતાં જણાયું કે તાત્કાળિક ઉપાયો લીધાથી તેના માતાજી હવે તો ઠીક હતાં. તેવણ પોતાના વહુ દીકરાંને હેતથી ભેટયાં અને જમાડીને પછી રૂશીને પાછો રતી સાથે ઘેર જવા કહ્યું. રૂસીએ તેવણને એવી હાલતમાં મુકીને જવા ના પાડી, પણ આખરે રતી. એ ત્યાંજ રેહવાં કબુલ કર્યાથી અને ખાસ કરીને તેના રૂમમાં કોટનાં ગજવામાં પડેલો પેલો અમુલ્ય હાર વખતે ચોરાઇ જશે એવી ફીકર બતાવ્યાથી તે જવા તૈયાર થયો, અને માયને તથા શીરીનને મલી અને રતીને કીસ કરીને પાછો વળતી ટ્રેનમાં વાંદરે આવ્યો અને બંગલા તરફ આવતાં તેણે શું જોયું? અરે! તેની બંગલી તો આગના સપાટામાં સપડાયલી હતી! તે દોડયો—ઉડયો—અને ઝપાટામાં લોકનાં તોળામાં થઇને બંગલી તરફ ધસ્યો. બુંબાઓ તુર્તનાજ ત્યાં આવી પુગેલા હતા. તે માળ ઉપર ગયો અને દાદરે ઉપર

વિચારમાંજ થંભ થઇને ઉભો રહ્યો. હવે તેને શું કરવું? તેના છાકટા સાળા જસીને બચાવવા તે સુતેલો હતો તે રૂમમાં દોડવું કે પોતાની આબરૂ બચાવવા માટે પોતાના રૂમમા કોટનાં ગજવામાં પડેલો અમુલ્ય હાર બચાવવા ત્યાં જવું? અરે! જસી છાકટો અને લુચ્ચો છતાં પણ રતી તેને કેવા ધાડા પ્યારથી ચાહતી હતી તે તેને અંજાણ ન હતું. જસી જો મરી જશે તો તેની પ્યારીનું દીલ કેવું ભાંગી જશે? તેમજ વળી જો હાર ગુમાય તો તેથી વિશ્વાસઘાત અને આખરે જેલની નામોશીના વિચારથી કંઈ થોડો દુઃખદાયક ફટકો નજ હતો. ત્યારે હવે તેણે શું કરવું? તેના મગજમાં રતી તરફના પ્યાર અને પોતાની આબરૂમાંથી શું પસંદ કરવું તેની લડત ચાલતી હતી. અરે! તેના આ વિચારમાં દાદર તો કેથો અરધો સળગી પણ ઉડયો હતો, અને લોકનાં ટોળાં તેને બહાર કાઢવા માટે જીવ પછાડતાં હતાં. છેવટે તે હોઠ પીસીને મનમાં એકજ મકકમ વિચારકરીને "દાદાર તારી દયા પરવરદેગાર તારો આશરો," કરી બઅડીને યાહોમ જશીવાલા રૂમ તરફ ધસ્યો કે જેમાંથી ધુમાડાના ગોટેગોટા બહાર નીકળતા હતા. ધુમાડાથી ગુંગળાતો તે માંહે ધસ્યો અને દારૂથી છાકતા તથા ધુમાડાથી બેભાન પડેલા જસીને ઉંચકીને બહાર લાવ્યો અને દાદર ઉતરવા મંડયો. જસીનો બોજો તેને દરેક પગથીએ વધુ ને વધુ ભારી લાગવા માંડયો, અને તેને એવું લાગ્યું કે તેને નાંખીજ દેશે! "ખુદા એક જરા વધુ જોર આપ," કરી તેણે મનમાં દુઆ ચાહી અને હોઠ પીશીને બેભાન જસીને ઉપાડીને બહાર લાવ્યો એટલે લોકોએ શાબાશીના પોકારો કર્યા, જે સાંભળવાનું પણ તેને કયાં ભાન હતું? તે તો ત્યાંજ બેભાન થઈ પડયો હતો.

તે એક પડોશના ઘરનો રૂમ હતો કે જ્યાં રૂસી થોડોક દાઝીને બીછાના ઉપર હજી બેભાન પડેલો હતો, જ્યારે તેની પાસેજ રડતી રતી ઉભી હતી. જ્યારે જસી પોતાના જીવના બચાવનારને શરમાતે ચેહરે નીચી નજરે ટીકતો ઉભો હતો. તે એક ગંભીર 'ટાબ્લો' હતો. તેટલાં તો રૂસીએ આંખ ઉઘાડી અને પુછ્યું:—"ઓ! હું કયાં છું?"

આથી રતીએ આંસુ લુછી હસીને કહયું "વ્હાલા, શાંત થાઓ. તમે એક બહાદુરી ભર્યું કામ કરીને આજે બે દીવસ થયાં આપણા ભલા પાડોશીના ઘરમાં સીક પડેલા છો. આગમાંથી તમે આપણા જસીને બચાવ્યો એ કંઈ જેવી તેવી બહાદુરી ન હતી. આ દાખલાથી તે હવે નશીયત લઇને એ બુરા લાખોથી બાઝ આવીને સુધરશે એવી આપણે આશા રાખીશું. આપણી બંગલી નોકરની સળગતી બીડીની મેહેરબાનીથી તમામ બળીને ભસ્મ થઈ છે કે જેનો આપણે વીમો ઉતરાવેલો છે એટલે હવે બીહવાની જરાબી જરૂર નથી, તમારાં માયજી એક તો હમણાંજ બીમારીમાંથી સારાં થયાં છે, જેથી આ બનાવની તેવણને ખબર આપી નથી. એકાદ અઠવાડીયાંમાં તમોને લઇને આપણે ત્યાંજ જઇશું અને સર્વે વાત કરીશું, આપણી બગલી ફરનીચર વિગેરે સાથે બળી ગયું તો બલા ગઇ! મને કંઇ જોઇતું નથી. તમોને ખુદાએ બચાવ્યા છે, એજ મારે મન ઘણું છે, વ્હાલા."

"અરે પણ વ્હાલી, હવે જીવીને બી શું કરૂં? હજી હું આગમાં બળીને મરીજ ગયો હોતે તો બેહતર થતે" તે દુઃખથી બોલ્યો.

"ઓ વાય વ્હાલા. મરવાનું શું બળ્યું છે, તમે તો મર જીવીને

બધાને સુખી કરવાના. એવું કેવું વખત બેવખત બોલવાનું?" રતીએ કહ્યું.

"પણ વ્હાલી તને ખબર છે? પેલો હાર—અરે! પેલો હાર, તે તો અંગલીમાંજ રહ્યો કેની? અરે! હાર કરતાં મેં તારેજ ખાતર જસીની જીંદગી વધુ કીમતી ગણી, જે માટે હું એક આટલોબી પસ્તાતો નથી. તેમ છતાં હું મારા શેઠીયાઓને શું જવાબ દઇશ? આહ! એનુ પરીણામ શું? આખરે નામોશી અને લાંબા વખતની જેલજ કેની?"

"ના બળાપો કર, મારા જાનના બચાવનાર ફરેસ્તા, ના બીહ. જો, આ તારો હાર મારી પાસેજ સલામત છે," વચમાં જસી પોતાના ગજવામાંથી હાર કાઢી તેને બતાવીને બોલ્યો, "તું ગયા બાદ મારૂં કરજ વાળવા તથા પાછો જુગાર રમવા માટે મેં તારા રૂમમાં જઇ કોટનાં ગજવામાંથી તે કાઢી લીધો હતો કે જે પેહલી તકે અત્રેથી દુરદરાજ નાહસી જઇને એકેક નંગ છુટાં કરીને વેચીને તમને હું પાછું મોહડું બી ન બતાવું; પણ તેટલાંમાં તો એકતો હું ખુબ પીધેલો થયલો, તેમાં વળી આગ લાગી એટલે બેભાન થઇ ગયો. જો, તારી સેવાનું ઇનામ ખુદાએ તને કેવું આપ્યું? તું જો તે હાર માટે તારા રૂમમાં જતે તો તે ન મળતાં બીજી તરફ હું તેજ હાર સાથે બળીને રાખ થતે, પણ તારા સ્વભોગનું આ શુભ પરીણામ આવ્યું છે. તારા અમુલ્ય સ્વભોગની એ કીમત છે, તે માટે હું તે દાદારે પાકનો ખરાં દીલથી આભાર માની હવે ખચીતજ સુધરવાની કોશેશ કરીશ." આ જસીના એકરારથી રૂસા તથા રતી ખુશ થયાં અને વાંચનારને જણા-

વવાની જરૂર નથી કે આય દે તે સુધર્યો અને રૂસીનો મદદગાર થઇ રહ્યો અને આજે પણ રૂસી પોતાના માય તથા રતી વિગેરેના પ્યારમાં સુખીજ છે.

## વાર્તા પંદરમી.

# કસોટી.

તે બે બેહનો નાસ્તા ઉપર બેઠી હતી.

ફ્લોરા અને જેન બ્રે, કે જેઓ તેમના મરહુમ માત પીતા જે પૈસા મુકી ગયાં હતાં તે ઉપર તેઓ આબરૂ દરકારથી ગુજરાન ચલાવતી હતી. તેઓમાં વડી જેન હતી અને તે બન્ને બેહનો કુંવારી હતી. જેન ઘણી ગરીબ, ભલી અને પાકટ વિચારની હતી જ્યારે ફ્લોરા, ટચાક, મગરૂર, ઉછાછળી અને ઘચુપચુ મનની હતી.

માત્ર ફ્લોરાનાજ બે ઉમેદવાર હતા જેમાં જીમ રોજર્સ સાથે તેણી બદરાઇ હતી જે પોતાના રાજા અને દેશને ખાતર લડાઇ પર ગયો હતો. જ્યારે તેની ગેર હાજરીમા કરનલ બેન્કર્સની સાથે તેણી ફરી હરી મોજ મારતી હતી. કે જે ભલી જેનને તો સેહજ બી ગમતુંજ ન હતું.

જીમ, 'ફ્રંટ' પરે જતી વેળાએ "ફ્લો" ને સંભાળવા માટે જેનને કહી ગયો હતો કેઃ—"બેહન, એ જરા ઉછાછળી છે. તારાં

જેવાં પાકત મગજની નથી, માટે એની સંભાળ લેજે."

અરે! તે એમ કોણને કેહતો હતો? જેનને-કે જે બીચારી પહેલાંથીજ જીમને ચાહતી હતી—તેનેજ ફ્લોને સંભાળવા તે કેહતો હતો એ તેણીને માટે ઓછું દુઃખદાયક નજ હતું. તે બીચારી એ ના ઉમેદી શાંતીથી ખમી રહી હતી. શું કરે? નાચાર.

નાસ્તો પુરો થવા બાદ ફ્લોને નામના બે પત્રો આવ્યાં જેમાં એક જીમનું તથા બીજું હરબર્ટનું હતું. જીમના પત્રમાં તે ઘણાક વખતનો ઘાયલ થયલો હતો પણ સેહજ સારો થયાથી તેજ રાત્રે ઘર આવવાના સમાચાર હતા.

જ્યારે હરબર્ટના પત્રમાં તે સાંજના ઓપેરાની બે ટીકીટો તેણે મેળવેલી હોવાથી ત્યાં જવા માટે ફ્લોને તૈયાર રેહવા તે લખતો હતો જે વાંચીને ફ્લો ફફડીઃ—"છટ! છટ! જ્યારે આવો દીલકશ ઓપેરા જોવાનો ચાન્સ જવલેજ મળેછ ત્યારે આય જીમની પીડા વળી કયાંથી આવી નડે છે? કાલે આવતે તો નહીં ચાલતે?"

"તારે એવું બોલવા માટે શરમાવું જોઇએ, ફ્લો" જેને ઠપકો આપ્યો "તારે જાણવું જોઇએ કે તે તારો ભરથાર તારી વ્હાલી અને વફાની મુર્તી છે, કે જેની આગળ બધી મજાહ રદ છે. તારી જગોએ હું હોઉ તો બહુજ ખુશી થાઉં."

"ઓ હંબગ!" ફ્લોએ ટીચકું ચઢાવ્યું "તું કદાચ ખુશી થતી હશે પણ હું મારા શોખને તજી શકતી નથી."

"એટલે?" જેન ચીરડાઇ "ફ્લો ડીયર, આ તારાં હુલ્લડ પગલાંથી હું ઓછી દુઃખી થતી નથી. તું જીમને અદરાયલી છે

જ્યારે હરબટ તેની જુતી સાફ કરવાને બી લાયક નથી."

"તુને તે ગમતો હતોજ નહીં પણ તે મને ગમે છે" ફ્લો ઉશકેરાઇને બોલી.

"તું ઘણી ફ્રાસ્ટ જાયછ હં!" જેન બોલી.

"તમારૂં લેકચરની કંઇ જરૂર નથીજી. સમજ્યાં?" ફ્લોએ ચનકા કીધાં "જીમ આવ્યા અગાઉ તો હું આવીશ. વળી હરબર્ટ બી મારી ઓછી દરકાર કરતો નથી જેથી તેને નારાજ કરવા હું ખુશી નથી."

તે સાંજે ફ્લો ડરેસ કરી ઓપેરામાં ગઇ. તેના જવા બાદ જેન રડતી બેઠી.

અરે! જ્યારે ફ્લો તેની સેહજબી દરકાર કરતી નથી ત્યારે તેણી જીમને જોવા, માત્ર તેનો પ્યારો સાદ વટીક સાંભળવા કેટલી તરસતી હતી! પણ કુદરતનો ફાંટો કંઇ અજબ રીતનો છે.

"આહ! મારે રડમસ ચેહરે તેની સામે જવું નહીં જોઇએ." તેણી બબડી "પણ હસ્તે ચેહરેજ તેને આવકાર આપવો જોઇએ કારણ તે મારા જીવનો હાર છે. અને વળી એક બહાદુર બચ્ચો પુરવાર થયો છે."

ઓપેરા ખલાસ થવા બાદ ફ્લો પાછી આવી અને બોલી "આહ! જેન, આજનો ઓપેરા? એકસેલન્ટ! જીમના પાછાં ફરવાની વાત મે હરબર્ટને બી કહી છે તેબી રાતે આપણી સાથેજ જમવા આવવાનો છે. જેમ જીમ મારો અદરાયલો ઘણી છે તેમ હરબર્ટ બી કાંઇ નાખી દેવાનો નથીજ. ખરૂ પુછાવે તો કોઇ વાર તેજ મને

ઘણો ગમે છે.

અરે ! એકનેજ આહી બીજાનો પરણવું એ કાંઇ ઓછું અફસોસ કારક નથી ! ખરૂંની ? તે લડાઇ ઉપર ગયોજ ન હતે તો ઠીક થતે.

"ગયોજ ન હતે ? એ શું બકેછ ?" જેન ફફડીને બોલી. આપણા ભલા રાજા અને દેશને ખાતર જો આપણો જીવબી "આપીએ તો થોડું છે. તો પછી તે ગયો અને ઘાયલબી થયો તો શું મુજાકો છે ? શરમ છે, ફલો આજે તારી અક્કલજ ગુમ ગઇ છે" તેટલાં સીડી ઉપર પગલાં સમજાયાં. તે જીમનાંજ હોવાં જોઇએ. જેનનું અંતકરણ ઉછળીને જાણે ગળાંમાં આવ્યું. આહ ! તે પ્યારો અવાજ ! તે હસ્તે ચેહરે અંદર આવ્યો. પણ અરે ! તેની આંખો તો બંધ હતી ! તે સરવેને જોઇજ શકતો ન હતો "આહ ! તું જેન હશે. ભલી અસલી જેન. તું કેમ છે" તે બોલ્યો.

"જીમ ?" ફલો પુકારી ઉઠી.

"વહાલી ફલો, હા, હુંજ તારો જીમ" કરી પોતાના હાથ લંબાવ્યા પણ ફલો જરાબી હીલી નહીં. તેને આંધળો દેખીને જાણે તેણી અવાચકજ બની ગઇ હતી. હવે મન ઉપર કાબુ રાખીને ફલો જરા આગળ ગઇ જે અવાજ સાંભળીને જીમ બોલ્યો. ". મારી મીઠી મેના, શું તું મને કીસીબી કરતી નથી ?"

"જીમ, શું તું આંધળો છે ?" ફલોએ પુછયું.

"હા વહાલી. હજી હું ખુદાનો આભારી છું કે હું મરી નથી ગયો. બાકી આપણા રાજા અને દેશને ખાતર અગર જાનબી આપવો પડે તો શું મુજાકો છે ? ખરૂંની ?" તે બોલ્યો.

તેટલાં દરવાજા ઉપરનો ઘંટ વાગ્યો અને હરબર્ટ આવી પુગો અને તેને જોઇ બોલ્યો.

"કેમ દોસ્ત જીમ કેમ છે."

જે સાંભળી જીમ બોલ્યો "એ હરબર્ટ હોવો જોઇએ. આવ ભલા મીત્ર. હું તુને જોકે જોઇ શકતો નથી પણ તું આગળ જેવો જ આળસુ અને દફ્ફરજ રહેલો હોવો જોઇએ. મેં તો મારી આંખ ખોઇ છે."

"નહીં. નહીં. એમ? ગરીબ બીચારો" હરબર્ટ બબડયો.

"શું બોલ્યો? ગરીબ બીચારો? એમ તો તું માનતોજ ના કે મારા આ ફેંજ માટે હું દીલગીર છું. ખુદા સાહેદ છે કે જરાએ નહીં, ફક્ત કમનસીબ હુ મને લેખું છું કે લડાઇ પુરી થતાં સુધી હું લડી શક્યો નથી કે આ બહાદુરી ભરેલાં કામે જાન વરીક આપી શક્યો નથી. સમજ્યો? હું મારા દેશની કંઇક સેવા બજાવી શક્યો છું અને તમ સમાન વ્હાલાં મીત્રો મારી પાસે છે એમ મારો શંતોષ છે. હું બન્ને આંખે અપંગ થયો છું એ મારી વ્હાલી ફલો માટે કમનસીબ ભર્યું છે ખરૂં પણ એને ગમે તો મારાં કરતાં કોઇ ગમે તે બીજાને હાથ આપી સુખી કરે તો મને વાંધો નથી. તેમ કરવા માટે આજથી એ છુટી છે.

"વારૂં તારૂં કેમ હરબર્ટ? મારા પ્યારમાં મારી જગા તું લઇ ન શકે?"

"જો તેમ કરૂં તો હું એકલપેટો કેહવાઉં, બીરાદર" હરબર્ટે કહ્યું.

"તે બધું તારા ને ફ્લોના હાથમાં છે" જીમે કહ્યું વળી લડાઈના કામે જો તું જશે તો ત્યાં કંઈ થોડી જગા ખાલી નથી. વીચાર કરજે."

"હા, બીરાદર, હું જરૂર જઈશ. મહીનાઓ આગલ મારે ત્યાં જવું હતુ" હરબટે કહ્યું જે સાંભલી ફ્લોરાએ એક દચકું ખાધું!

જીમ બોલ્યો. "મારા બોલવાથી તારૂં દીલ જો દુઃખાયું હોય ફ્લો તો હું ઘણો દીલગીર છું, તું હરબટને મોકલવા માગતી નથી એ ખરૂં?" તેણીએ કંઇ જવાબજ ન વાળ્યાથી જીમે પાછું પુછ્યુઃ— "હરબર્ટ, તુંને આ નાની ફ્લો ગમે છે, દોસ્ત?"

"હા, જીમ" તેણે કહ્યું.

"હું સમજ્યો. ફ્લો, મારી વીટી પાછી આપ," જીમે કહ્યું જેથી તેણીએ તે પાછી આપી.

જીમનો ચેહરો કરમાઇ ગયો જે જોઇ બલી જેન દયાથી દાઝી ગઈ.

નાસીપાસી છુપાવીને પોતાના મનપર કાબુ રાખીને જીમ બોલ્યો "હવે મારા જેવા ગરીબ અને આંધળા પુરૂષ સાથે કોણ સ્ત્રી પરણીને પોતાની જીંદગી બરબાદ કરવાની હતી! કોઇજ નહી."

આ તેનું બોલવું બલી જેનથી ખમી ન શકાવાથી તેણી બોલી, "એમ નથી જીમ, એક સ્ત્રી કે જેને તુને આગળથીજ ચાહ્યો તે તારી થશે કે જે સાદી જેન તરીકે તારી બાજુ થઇ તારી દરેક મરજી જાળવીને તારી સેવા કરવા ઓછી ખુશી નહીંજ થશે. તે સ્ત્રીને તું પરણશે તો તેજ તારી આંખો બની તારો સંસાર

સુખી કરશે. વ્હાલા જીમ હું તુને ચાહું છું. તારા પ્યારા, માટે હું પેહલાંથીજ તરસ્તી હતી. તું જો મને તારી બનાવશે તો દુન્યામાં હું એક સઉથી સુખી સ્ત્રી થઇશ. શું તું મને નહીં લેશે, વ્હાલા?"

"નહી કાંય જેન, તારા જેવી સદગુણી અને ભલી ભાર્યા કોણને મળે! હું મુર્ખ હતો કે તારી લાગણી પેહલાંથીજ સમજી શકયો નહીં. માફ કરજે વ્હાલી" જીમે કહયું.

"નહીં—નહીં—વ્હાલા તમો મારા જીવનહાર મને મલ્યા છો એથી હું કંઈ થોડી સુખી ને ખુશી થઇ નથી" તેણી બોલી. તેઓના હાથ સાથે હાથ, હોઠ સાથે હોઠ અને જીગર સાથે જીગર મલ્યાં જે અનુપમ સુખમાં તેઓને મહાલતાં મુકી આપણે રજા લઇશું.

## વાર્તા સોલમી.

# પ્યાર અને પૈસા!

આ નાહનકડી વારતાનો નાયક ડીક કેરીંગટન 'ટાઇમ્સ' વાંચતો બેઠો હતો, જેમાં તેના લક્ષાધીપતી કાકા હેનરીનાં મરણના સમાચાર અચમુચ વાંચી તે બબડયો, "હં—ત્યારે બુઢાજી અંતે ખપી ગયા ખરા? આપણે તો તેવણને આખી જીંદગીમાં માત્ર થોડીક વાર મળ્યા હોઇશું તેજ. બીચારા હજી જીવને તો સારૂં."—અને એ પછી

તે પેપર વાંચવાનું પુરૂં કરી તે પોતાની 'સ્વીટી' મીસ લીના ગ્રેને 'કેનસીંગટન પાર્ક'માં મલવા ગયો.

"વ્હાલી. માહરા બુઢાજીના પૈસાની આશા ના રાખતી," તેણે ગમખ્વારીથી હસીને કહ્યુ; "હું તો એક ખરા પ્યારથી ચાહનાર બીખારી હજનેરજ રહ્યો છું!"

"અને હું પણ તેજ માગું છું, વ્હાલા." તે માહરુએ હેતથી કહ્યું: "આપણા વચ્ચે જો પ્યાર હશે તો પૈસા તો ઘણાબી મળાશે! તેઓ છતી આંખે અપંગ હોવાં જોઇએ, કે જેઓ પૈસાને પ્યાર કરતાં આગેવાન પદવી આપે છે. કોઇબી દિવસે તમો વ્હાલા તમારી પોતાની બાજુનાં બલે પુરતા પ્રખ્યાત અને તવંગર થશોજ તેની ખાતરી રાખજો."—અને તેણીના એ દીલસોઝ દીલાસા માટે આભાર માની, મલી ભેટી, તરેહવાર બીજી ત્રીજી વાતચીત કરીને તે બન્ને પ્યારાંઓ છુટાં પડયાં.

ત્યારે કેડે એક અઠવાડીયાં પછી તેના કાકાના સોલીસીટરો મેસર્સ બ્રાઇસ અને હોપ તરફથી જવાંન કેરીંગટનને એક પત્ર મલ્યું, કે જેમાં તેના કાકાના વારસાના કામે તેને તેઓને તરત આવીને મલી જવા લખવામાં આવ્યું હતું. તે એ ઉપરથી અજબ થતો તે વકીલોને મલવા ગયો, જેને મી૦ બ્રાઇસે આવકાર આપ્યો, અને તેના કાકાનાં વીલમાં લખેલા પચાસ હજાર પાઉંડના વારસાની શરત માટે તેને જણાવ્યું કે:—"પેહલાં તો વારસો સ્વિકારવા માટે તમે એક કુંવારા પુરૂષ હોવા જોઇએ, અને બીજું એ કે મરહુમની એક દુરની સગી નામે ગ્લેડીઝ જેને, તમે જાણોછો તેમ, તેવણે પાલીપોસીને મોટી કરી છે તેની સાથેજ તમારે પરણવા કબુલ થવું

પડશે! તે બાઇને મરહુમની એ ઇચ્છા જણાવીને મેં હમણાંજ પાસેના ઓરડામાં બેસાડેલી છે, અને તમો કબુલ થતા હોવો, તો ચાલો, હું તમોને તેની સાથે મેલવું."

અત્રે ડીકને વિજલીના એક ઝટકાંથી હોય તેમ પોતાની 'સ્વીટી' નો ખ્યાલ થયો, પણ આ મોટા જંગી વારસાથી લખપતિ થઇ જવાની લાલચને ખાતર તે ખામૂખા ખામોશ રહયો, અને તેસો લીસીટર સાથે પાસેના ઓરડામાં ગયો, જ્યાં તેઓ બન્ને વચ્ચે પુરતી વાતચીત થયા પછી તે બાનુએ ચા પીવા જવા ઇચ્છા જણાવી અને ડીક વિવેકને ખાતર તેણીને એક પહેલે દરજ્જેનાં રેસ્ટોરાંમાં લઇ ગયો. ત્યાં ચા પીતાં તે બોલી, "આએ તો આપણે જે બધું વારતાઓમાં વાંચ્યે છીએ તેવુંજ આપણાં બાબમાં બને છે, પણ તમે કોઇ બીજીને ચાહોછો કે આય આપણીજ ઓળખ ધાડી કરવા ઇચ્છોછો? તમો ધારોછો વારૂં કે તમો પ્રમાણિકપણે માહરા હાથની માંગણી કરી શકશો?"

"હું ધારૂંછ કે એવી માહરી ઇચ્છા છે ખરી." ડીકે ચેહેરામાં લાલ થઇને જવાબ વાળ્યો. તેની સ્વીટી લીનાને વાસ્તે તેનું દીલ ડંખતું હતું!

"ઠીક ત્યારે, મી૦ બ્રાઇસ સોલીસીટર મારફતે આપણે એ વાત નક્કી કરી લઇશું," તે બોલી,—અને ત્યાર બાદ કેટલીક બીજી ત્રીજી વાતચીત ને ગોઠવણો કરી તેઓ છુટાં પડયાં. બાદ એ દિવસ ગુજરવા કેડે ડીકને મી૦ બ્રાઇસ સોલીસીટરનું કાગલ મળ્યું કે તે જવાંન બાનુ એક કુલવાન અને કેળવાયલી અબળા છે માટે તેણીને ચાહતાં

શીખવા તેણે તજવીજ કરવી, કે જેથી પાછળથી મરહુમની ઇચ્છા પ્રમાણેનુંજ શુભ પરીણામ આવે. વળી તે ખુબસુરત હતી પણ જરા ગુસ્સાબાજ અને પોતાની મરજી પ્રમાણે ચાલવાની હઠ ધરાવનાર હતી એ સેહજ તેણીની ખામી ઉપર બા .તે સોલીસીટરે પ્રમાણીક-પણે તેનુ ધ્યાન ખેંચ્યુ, અને ત્યારે ડીકને પોતાની ચાહતી, તાબેદાર, વ્હાલી લીનાનો વધારે જોશથી ખ્યાલ આવ્યો. શું તે મલનારા-વારસાને ખાતર તેણીને છોડી આ હઠીલી ને ફાંટાબાઝને તે પરણે? શું તેથી તેનો સંસાર સુખી થશે? પણ પૈસાના લોભપર તે હેમક જવાંનની સાદી સમજ ફાવી નહિં, અને મીસ ગ્લેડીંઝ સાથેજ વધુ ધાડા સંબંધમાં આવવાનો તેણે મનથી નકકી ઠરાવ કરયો.

એ પછી હંમેશ એકમેકને મલતાં ભેટતાં રહયાં, અને નાટકો કોનસર્ટ તથા મેળાવડાઓમાં સાથેજ જતાં રહયાં, જ્યારે ડીકનાં મન-માંથી ગરીબ લીના તો લગભગ વીસરાઇજ ગઇ હતી! વળી તે એટલો હીચકારો બન્યો કે નહીં તો તે લીનાને ખરા ખુલાસાનુ એક કાગળ લખી શકયો, કે નહીં તો કારજ તોડી શકયો; પણ તેને બદલે અનિવાર્ય રોકાણોના ખોટાં બહાણાંઓ આપી આપીને તે લુચ્ચાએ તેણીને ઉડાવ્યા કીધી, જ્યારે ભોળી લીનાએ તે બધાં બહાણાં સાચાંજ માન્યાં, અને તે બીચારી ભવિષ્યનાં સુખનાંજ જુદા સ્વપ્નાઓ જોતી રહી! એમ છતાં ગમે એવા ગ્લેડીંઝના ચાલુ સમા-ગમમાં આવતાંબી ડીક તો તેણીને સેહેજ પણ ચાહી નહીંજ શકયો. તેથી ઉલટું જો જરા તેણીને કમતી પડતું તો તેણીનાં ભવાના ચીલ્લા ચઢી જતા, અથવા કોઇ બીજી બાનું સાથે જો સેહેજ વાતબી તે કરતો પકડાતો તો તેથીબી તેણીનાં ભીંગ ફરી જતાં! ટુંકમાં, લીના

જ્યારે તેની દરેક મરજી સાચવવા તત્પર રેહતી હતી ત્યારે આ ગ્લેડીંઝ તો પોતાનીજ મરજી માફક નાચવા જાણે તેને જબરીથી હુકમ કરતી હતી, અને તે તેણીનો લવર નહીં પણ જાણે એક ખરીદ નોકર હોય તેમજ તેની સાથે વરતતી!

અરે, હવેજ લીનાની માયા અને ગરીબાઇને મુકાબલે આ ફ્રોટા-બાજનાં નખરાંનો તે પૈસાના પુંજરી હઇયાંફુટાં હેવાનને ખ્યાલ આવવા લાગ્યો, જેથી તે કંટાળીને કોઇવાર બબડતો, જેહાંનમમાં જાય એ પૈસા! હજી એ બુઢો એક શીલીંગબી મને નહીંજ આપી ગયો હતે ને મને લાલચમાં નહિ નાંખી જતે તો તે પરવડતે! પણ જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે મોહડું ધોવા કેમ જાઉં? માયાળુ પણ પૈસા વગરની લીના સાથે ગરીબાઇમાં સબડું કે તવંગર પણ તુમાખી ગ્લેડીંઝનો હાથ ધરી સુખી થાઉં તે કંઇ મને સમજ પડતું નથી?"

તેણે હજી ગ્લેડીંઝને પ્રોપોઝ કરયું ન હતું, તેમજ તેબી તેને માટે જરાએ ઉલટમંદ દેખાતી ન હતી!

"હું હંમેશ ધારતી હતી કે લગન એક ઝુસરી છે," એક દીને તેણીએ ડીકને કહયું, "અને એ ઘણું દયાજનક છે, ડીક, કે આવી કોર્ટશીપ હંમેશ સુધી ચાલી શકતી નથી. અલબત, આપણે બન્ને એકમેકને ચાહતાં હતે તો વાત જુદી હતી, પણ મોડે કે વેહલે જ્યારે બી આપણાં લગન થશે ત્યારે તે તો માત્ર "સગવડનાં લગન" કેહ-વાશે, કારણ આપણ બન્નેમાંથી કોઇ પણ તે માટે આતુર નથી!"

પણ આ કેહવાતી કોર્ટશીપ પણ લાંબો વખત નહી નીભી, કારણ ડીકને મી૦ બ્રાઇસ તરફથી તે પછીનાં બીજેજ અઠવાડીએ

તાકીદ મલી કે હવે તેણે મરહુમનાં વીલ પ્રમાણે વર્તવું છે કે નહીં તે માટે એક માસમાં જે તે નક્કી વિચાર ઉપર આવવુંજ જોઇશે, નહીં તો વીલમા ઠરાવેલી મુદત પછી તે વારસામાંથી બાતલ થશે. એ ઉપરથી તેણે તે ને તેજ દાહડે કુવામાં પડીને ગ્લેડાંઝને 'પ્રોપોઝ' કરી જે તે છેડો લાવી મુકવાનું મનથી નક્કી કર્યું. અને તેટલાં પોસ્ટમેને લાવીને તેના હાથમાં એક પત્ર મુક્યું. તે તેની એકવારની વ્હાલી લીનાનું હતું, અને તે નીચે મુજબ હતું:—

"**વ્હાલા ડીકી,** હું ધારતી હતી કે તમો કેટલાંક અઠવાડીયાંથી મળવા આવતા નથી તે બહુજ રોકાયલા રેહતા હશો, અને તમારાં પત્રોમાં જણાવેલાં એ મકસદનાં કારણો હું તો બધાં ખરાંજ માનતી હતી, પણ ગઇ કાલે તમો એક લેડી સાથે ઘણીજ છુટથી વાત કરતા હતા તે જોઇને તે કારણો માત્ર બહાણાંજ છે એમ મને હવે લાગે છે. એમ છતાં તે તમારી ગરીબ લીના કરતાં ખુબસુરતીમાં ઘણી ચઢતી હોવાથી, અને વળી ઘણા કીંમતી ડ્રેસથી સજ્જ થયલી હોવાથી તવંગરબી હશે, એટલે તમો વ્હાલાને તે જો વધતી પસંદ પડી હોએ તો તેમાં હું સહેજબી અજબ નથી થતી—કેમકે આ તમારી ગરીબ લીનાની લાયકાત તો માત્ર એટલીજ કે તે તેના વ્હાલા ડીકાને ખરેખરા જીગરેજાનથી ચાહે છે. મગર ખેર, વ્હાલા, તમારે એમાં સેહજબી મુઝાવાનું નથી. હું આપણા ખાલેસ પ્યારના આગલા સુખી દિવસોની યાદ અને આપણી જુદાઇનો ગમ ભુલવા કોશેશ કરશ, અને તમેબી બલે બીજીનાં સુખમાં સુખી થજો. હું વધુ લખી શકતી નથી. સાહેબજી, મારા વ્હાલા,—ખુદા તમુને હમેશાં સુખી ને ખુશી રાખે!

લીના."

પણ આ અસરકારક અપીલથી ડીકનું દીલ પાણી થઇ ગયું, અને તે પત્ર તેના હાથમાંથી સરી પડયો. જો લીના તેની આ નીચ કોશેશ વખોડીજ કાઢીને તે સામે સખત વાંધો દરશાવતે તો તે ખુશી થતે ને સાંમો થતે, પણ અરે, તે બીચારી આટલું છતાંબી સામી સ્વભોગ આપવાને કાળજી બતાવી કેવીરીને તેને અપીલ કરતી ઉભી હતી, અને એ વિચારથી તેની આંખમાથી ગરમ આંસુઓ શરી પડયાં. હવેજ તેણે જોયું કે ખરો પ્યાર તો સદા સ્વભોગીજ હોય છે! કવી "નાજુક" કહે છે કે,

"જેમ સુનાની પરખ કસોટીએ થાય,
ઓરતનો પ્યાર વિપત્તી વેળાજ જણાય."

હવેજ તેને સુધ આવી, અને વ્હાલ અને વફાની મુર્તી તેની લીના ઘણી હદડે ચઢી આવી.

"જેહાનમ્માં જાય એ પઇસા! મહારી લીનાના પ્યાર આગળ તે બીલકુલજ બેહીસાબ છે."—અને એમ બબડી જુસ્સાભેર તેણે તુરત લીના ઉપર નીચલો જવાબ લખ્યો:—

"**લીના ડીયર,** તું ભુલે છે. તાહરા સિવાય આજ સુધી કોઇ બીજીને મેં તાહરે માટેના પ્યાર સરખા ખરા પ્યારથી ચાહી નથી, અને હવે પછી ચાહવશ બી પણ નહીંજ. જે છોકરી સાથે તેં મને જોયો છે તે માહરા હેનરી કાકાની કરી લીધેલી દીકરી છે, ને તે માહરે મન કંઇજ નથી. છતાં હું હવે તેને જલદીજ છેલ્લી સલામ કરી તને આવી મલશ. માત્ર બહારના સંજોગોથીજ આ કંગાળ કાર્ય બનવા પામ્યું છે, જે બીના હું આજે સાંહજે આપણી

માનીતી જગા ઉપર જ્યારે તુને આવી મળશ ત્યારે વિગતે સમજાવસ. પ્યાર સાથે હમેશનો તાહરો, ડીકી."

તેણે તે પત્ર એક ખાસ ખેપીઆ મારફતે મોકલ્યું, અને તુર્ત તે પછી તે જાતે ગ્લેડીઝને મળ્યો ને તેણે તેને બધી બીના કહી તેણીની માફી ચાહી. વળી વધુમાં જણાવ્યું કે તે માત્ર તેની લીનાનેજ ચાહતો હતો, પણ થોડાક વખતથી તેની આંખ સામે પૈસાનો પરદો ફરી વળેલો હોવાથી તે છતી આંખે આંધળો બન્યો હતો.

અને આ સાંભળીને ગુસ્સે થવાને બદલે ગ્લેડીઝે તો સામો દીસ્તી રીતે એક મોટા છુટકારાનોજ દમ ખેંચ્યો, અને હસીને બોલી "કેમ, મી૦ ડીક એટલા વખતમાં ધરાઈ ગયા? ચાલો, તમારી મરજી એમ છે તો ભલે! હું તો પેહલેથીજ કહેતી હતી કેની કે આપણાં લગન જો થશે તો તે માત્ર સગવડનાંજ થશે, ને તે ખરૂંજ છે. હું પણ તમોને મુતલગ ચાહતી નથી, જ્યારે માહરૂં દીલ તો લાંબો વખતથી હું બીજા એકને આપી ચુકી છું, કે જે હાલ આપણા રાજા અને દેશને ખાતર લડાઈ પર ગયો છે. હું બી ફક્ત મરહુમની ઇચ્છાને માન આપવા ખાતરજ આટલી હદે દોરવાઈ ગઈ હતી, બાકી લગનનો સવાલ રજુ થતાં તો હું એ વારસો વટીક છોડી મારા વ્હાલા મેન્યુઅલનેજ વળગી રેહતે, સમજ્યા? આજથી તેથી, હવે આપણે ભાઈ બેહન છીએ. તમારી લીનાને મારી દુવા કેહજે. જાઓ, તેને પરણીને બેશક સુખી થાઓ."—અને તેણીએ એમ કેહતાં પોતાનો હાથ તેને સેકહેન્ડમાં આપ્યો. આથી ડીકનું દીલ ભરાઈ આવ્યું, અને આભારી આંસુઓ તેની આંખમ થી નીકળી પડયાં, જેથી ગગલને સાહદે ગ્લેડીઝ કને ઉપકારના શબ્દો બબડી તે

પાધરો ચાલતો થયો. અને સાંજે પોતાની વ્હાલી લીનાને મળ્યો. તેણે તેને, અલબત, પ્રમાણીક થઇને બધી વાત કહીને તેણીની માફી ચાહી.

"એમાં માહરી માફ માંગવા જેવું છેજ શું, વ્હાલા?" લીના બોલી; "મને લાગેછ કે ઘણા ખરા તમારી જગોએ એમજ કરતે."

"થેંકસ, વ્હાલી!" તેણે કહ્યું,—ને એ તેણીના સધ્યારા માટે તેણે તેણીનો ઘણો ઘણો ઉપકાર માન્યો. "હવે એ કંગાળ વાતને દાટી દે, કેમકે એવા કંગાળ પૈસા કરતાં માહરા પ્યાર અને ખભાંનાં જોરથી પુરતું પેદા કરીને હું તુંને હજીબી સુખીજ કરશ."

બીજે દીને ડીક તરતજ સોલીસીટર મી○ બ્રાઇસને પોતાના વારસાનો હક છોડી દેવા માટે કેહવા ગયો. તેને જોતાંજ તે સોલીસીટરે પુછ્યું, "કેમ, મી○ ડીક, લગનનો દિવસ ઠરયો?"

"નહીં સાહેબ, હું તો એક બીજીજ છોકરીને ચાહુંછ, અને તેથી આ વારસાને ખુશાથી છેલ્લી સલામ કરવા આવ્યો છું," ડીકે હસીને કહ્યું.

"ઓ, આઇ સી! એમ છે ત્યારે? બહુ સારૂં. ત્યારે તો સમજો કે તમે પચાસ હજાર પાઉંડ આ કારણે જ્યારે છોડીજ દેવા તૈયાર થયા છો ત્યારે મરહુમનાં વીલના છેલ્લા કલોઝ પ્રમાણે તમોને તેથી ઉલટું એક લાખ પાઉડનો વધારે મોટો વારસો મલશે."

"નહીં-નહીં, તે કેમ બને?" ડીક હદ વગરની અજાયબી વચ્ચે પુકારી ઉઠયો.

"જુવો, સાંભળો, મી○ ડીક; હું તે કલોઝ વાંચું છું," મી○

બ્રાઇસે કહ્યું,—અને પછી નીચે પ્રમાણે મરનાર મી૦ હેનરીનાં વીલનો તે કલોઝ વાંચ્યો:—

"હું અવલથીજ માનું છું કે માહરો ભત્રીજો ડીક એક અજબ તરેહનો ફાંટાબાજ આદમી છે. જો તે માહરાં લખ્યા પ્રમાણે મીસ ગ્લેડીઝને પરણે તો તેને માત્ર પચાસ હજાર પાઉંડ મલે, પણ જો તે પૈસાને તરછોડીને પોતે જે છોકરીને હાલ ચાહે છે એવી મને પાકી ખબર મલી છે તેનેજ ખરા પ્યારને ખાતર ઇજ્જતથી વલગી રહી પરણે તો તેને માહરી દૌલતનો મોટો હીસ્સો—એક લાખ પાઉન્ડ મલે."

"એ તમારી એક કસોટી હતી, મી૦ ડીક," તે વાંચી રહીને તે સોલીસીટરે હસીને કહ્યું, "પણ એ તમારી કસોટીમાં તમે પૈસા કરતાં અંતે ખરા પ્યારનેજ સરસાઈ આપી, એટલે તેના બદલામાં એક કરતાં બે ઇનામ—ચાહતી મ્હોરદાર અને પૈસા એ બન્ને—તમો જીતી જાઓ છો! હવે તેથી એ સર્વે રૂડાં વાણાં માટે હું તમોને દીલોજાનથી મુબારકબાદી આપું છું. વળી મરહુમે મીસ ગ્લેડીઝનેબી કંઈ વીસારી મેલ્યાં નથી. તેણીનેબી સારોજ ફાળો આપ્યો છે, અને આ દાખલાથી ઉલટી તેણીનીબી એવીજ એક કસોટી થઈ છે, કેમકે પૈસા કરતાં પ્યારને તેણીએ બી પેહલી પદવી આપી છે એ કાંઈ તેણી માટે થોડું માન બર્યું નથી. ચાલો, સાહેબજી."

ડીક ખુશાલીથી છલાછલ થતાં દીલે લીનાને ઘરે દોડયો, અને તેણીને બધી એ અજાયબ જેવી વાત કહી, જે સાંભળી તે શાંતપણે બોલી, "વાહલા, જે હોય તે, પણ મને તો તમો મલ્યાજ એટલે આખી દુન્યાની દોલત મલીજ, ને મને બીજું કંઈ જોઈતું નથી.

ખરી વફાદારી ભરેલા પ્યારથી ચાહનારને માટે પ્યારને મુકાબલે ગમે એવી મોટી દોલત તુચ્છ છે."—અને કેહવાની જરૂર છે, વાંચનારાં સાહેબો, કે તેઓના હોઠ અને જીગર લીનાના એ જવાબના પ્રતિ-ઉત્તરની ડીકની વખાંણ વચ્ચે એકઠા મળ્યા?



## વાર્તા સત્તરમી.

# સાચા પ્યારની ફત્તેહ.



"આય ઘડી સોગંદ ખા ડીક, કે મારા શીવાય તું કોઇને તારી ધણીયાણી નહીં કરશે–નહિં તો હું તુને પોલીસના હાથમાં પાછો સપડાવીશ." ઍલીનોરે કેહની સજા પામેલા ડીક ડેરીંગટનને કહ્યું.

"ખુદાને ખાતર ઍલીનોર, આવી રીતે ના બોલ" તે કગલી પડયો. "તું જાણેછ તો ખરી કે મારૂં જીગર તો મેરી કલેરને હું આપી ચુકયો છું જેની જગા હવે કોઇ લઇ શકશે નહીં."

આ સાંભળી ઍલીનોરે ગુસ્સાથી પોતાના દાંત પીસીયા. તેણી ડીકને ખરા પ્યારથી ચાહતી હતી કે જે હાલ તેણીના કાબુમાં હોવાથી તેને વચનથી બાંધી લેવા માગતી હતી.

"સાંભળ ડીક" તેણીએ ગગડાટ કર્યો "જે વાંક માટે તુને

સજા થઈ છે તે માટે તું નિર્દોષ છે એ હું જાણું છું. જો કે લોક તુંને ગુનેહગાર માને છે તો પણ હું તુંને નિર્દોષ માનું છું. વળી હું તવંગર છું જેથી જો તું મારો ધણી થશે તો આપણે ઈંગ્લાંડ છોડી કેડે દુર જઈશું જયાં કાયદો હેરાન કરી શકશે નહીં અને આપણે સુખીજ થઈશું."

"ઍલીનોર, હું કબુલ થઇ શકતો નથી, જરા દયાથી ખ્યાલ કર કે હું મેરીને ચાહુંછું અને કાયદાથી છુટો થતાં તેણીને પરણવા ધારૂં છું" ડીકે આજીજીથી કહ્યું.

તેણી આ સાભળી ધસારામાં ઘંટ તરફ ગઇ અને વગાડવા કરતી હતી તેટલાં ડીકે જઇ તેણીનો હાથ પકડી તેમ કરતાં તેણીને અટકાવીને બોલ્યો કે "મને વખત આપ-મને વિચાર કરવા વખત આપ."

"હું માત્ર પાંચ મીનીટ આંપુંછ" તેણી ફફડાતથી બોલી. ડીક જીવ પર આવી ગયો હતો. તેની વ્હાલી મેરી દુરના ગામડામાં બીમાર હતી. તેની ઇચ્છા માત્ર મેરીને એકવાર દીલાસો આપવાનીજ હતી કે જે માટે તે ઍલીનોરનાજ લાગવગથી જેલમાંથી નાહસવા પામ્યો હતો અને હાલ તેણીનાજ ઘરમાં હતો. તેણે હવે શું કરવું? જો તે "ના" કહેછ તો પોતાની વ્હાલીને મળ્યા વગરજ પાછો જેલમાં જાયછ કે જયારે મેરી તેની ઢગરમાંજ વખતે મરી પણ જાય, અને જો તે 'હા' કહેછ તો જેલમાંથી છુટતાં મેરીને પોતાની કરવાની આશા ધુલ મળી જાયછ. પાંચ મીનીટ પુરી થઇ. હવે એલીનોર ઉઠી. "કેમ શું વિચાર?" તેણીએ પુછ્યું. જેના જવાબમાં તે તેણી આગળ ગુઠણ મંડીએ પડયો અને કહયું "બાનુ, બાનુ,

જો તારામાં એક ખરાં માણુસનુંજ હૈડું હોય અને નહિં કે દયાહીણ જનાવરનું-તો દયા કર! જો કે, હું કે જે કદી કોઇની આગળ ગુંઠણુમંડીએ પડયો નથી તે તારી આગળ પડીને અરજ કરૂંછ કે તારા હૈડાંમાંથી આ વિચાર નાબુદ કર અને મોતને કાંડે આવેલી મારી પ્રીયાને મળવા દે."

"ગાંડા માણુસ" તેણી કરડેપણે હસીને બોલી "મેં તુને બંદીખાનાગાંથી છોડવ્યો તેનો આયજ નતીજો? શું આયજ તારો જવાબ છે?" તેણીએ 'કોલ બૅલ' વગાડયો અને એક નોકર આવે તેટલા ડીકે પાછો વિચાર કર્યો અને બોલ્યો કે "જો તારી એવીજ મરજી છે તો જા, હું તારો બોલ કબુલ કરૂંછ, પણ તે એકજ શરતે અને તે એ કે તું જો મને એકજ વાર મેરીને મલવા જવા દે તો હું જઇ તેણીને દીલાસો આપી અને છેલ્લી સલામ કરી આવું."

"જો હું તારી અરજ બહાલ રાખું તો એક ગ્રહસ્થ તરીકે તું સોગંદ ખાશે કે તું ત્યાર બાદ પાછો આવશે?" તેણી બોલી

"જો કે મેં કેદીનો દરેસ પહેરેલો છે છતાં એક ગ્રહસ્થ તરીકે આ ટકે હું ખરા દીલથી સોગંદ લેઉંછ કે હું આવીશ" ડીકે કહ્યું.

"ઠીક છે ત્યારે મને તારા ઉપર ભરૂસો છે." તેણી બોલી. આ વખતે તેણીનો નોકર આવી હાજર થયો અને બોલ્યો.

"મૅડમ, તમે મને બોલાવ્યો?"

"હા, મારે માટે વાઇન લાવ" તેણીએ ફેરવી તોડયું. વાઇન આવ્યો-તેણીએ ગ્લાસ ભર્યું અને બોલી "આય તમારા છુટકારા તેમજ આપણી પરણેલી જીંદગીની સલામતી" કરી ગટાગી ગઇ.

હવે આ તરફ જોવો. ડીક છુટો થયો કે બાર્નમહ જતી ટ્રેન પકડીને તે મેરી રેહતી હતી ત્યાં આવી પુગ્યો. તેને બુઢ્ઢા મી૦ કલૅરે પેહલે જોયો અને કહયું "અલ્લો ડીક, તું અહીયાં?"

"હા, હું બંદીખાનામાંથી નાહસીને મારી વ્હાલીને જોવા આવ્યો છું—તેણી કેમ છે?" તેણે આતુરતાથી પુછયું.

"ઑલ રાઇટ, હમનાજ તેણીને ભયમાંથી દાકટરે બચેલી જાહેર કરેલી છે. તે ઉંઘમાં છે—કાલે આવજે અને એવી રીતે વાત કરજે કે તેણીને 'શૉક' ન લાગે કે જેથી પાછી તબીયત બગડે. સમજ્યો?" બુઢ્ઢા કલૅરે ખુલાસો કર્યો.

"અલબત, અલબત,—હું કાલે જરૂર આવીશ થેંકયુ!" એમ કહી તે ગયો. આખી રાત તેને ઉંઘજ નહીં આવી. સહવાર પડતાંજ તે નાહી ધોઇ મેરીને ઘેર ગયો જે તેને જોઇ ખુશ થઇ બોલી:—

"ઓ ડીક, મારા વ્હાલા, કંગાળ કેદખાનામાંથી એકાએક તુંને મારી આગળ આવેલો જોઈ હું કેવી ખુશી થઇ."

"એ કંગાળ વાત જવા દે ડીયર. આપણે મળ્યાં એજ કંઈ જેવી તેવી ખુશીની વાત નથી." ડીકે તેણીને પ્યારથી કહયું.

આ વખતે બુઢ્ઢો કલેર દાખલ થયો. તે સેહજ ગભરાયલો હતો "ડીક, મને થોડોક ખુલાસો ખાનગીમાં આપશો?" તેણે કહયું.

"અલબત" ડીકે કહયું. પછી મેરી તરફ ફરીને તે બોલ્યો "મેરી ડીયર, એક મીનીટ મને માફ કરશે? હું હમનાજ આવ્યો" એમ કહી તે બહાર ગયો.

"ડીક" કલૅરે કહયું—"મારે તમુને કંઇક ખબર આપવી છે કે

જે તમુને આખા ઇંગ્લંડમાં એક સુખી પુરૂષ બનાવશે—કે જે તમુને—"

"ખબર? કેવી ખબર??" ડીકે આતુરતાથી પુછ્યું.

"ત્યારે વાચો આય" એમ કહી કલેરે તેને એક ફકરો વંચાવ્યો જે નીચે પ્રમાણે હતોઃ—

## "ગોરટન ફોરજરી કેશની અજાયબીભરી કાહણી."

ગઇ કાલે મરણ પામેલા લાયનલ બેસી નામના ગ્રહસ્થે શોરેં લંડની હોસ્પીટલમાં એક મેજીસ્ત્રેટને બોલાવીને એકરાર કર્યો છે કે ગોરટન બેંકના ફોરજરી માટે તેજ જવાબદાર હતો, જ્યારે ડીક ડેરીંગટન બીલકુલ નિર્દોષ હતો. હમે સાંભળ્યું છે કે 'હોમ ઓફીસ આ બાબે ઘટતી તપાસ કરે છે અને ડીક ડેરીંગટનના છુટકારા માટે જલદીથી ઘટતું કરવામાં આવશે."

ડીકે આ પેપર કરડાઇથી પાછુ કલેરને આપ્યું ને બોલ્યોઃ—

"હું ધારૂં છું કે આ ખબર મને ઘણીજ મોડી મલી છે."

"ઘણી મોડી! તે વળી કેવી રીતે?" કલેરે અજાયબ થઇ પુછ્યું.

"મારૂં એમ કહેવુ છે કે જો આ ખબર મને માત્ર ચોવીસેક કલાક જલદી મળી હતે તો હું આખી દુન્યામાં એક ખરો સુખી જીવડો ગણાતે જ્યારે આજે હું એક કંગાલમાં કંગાલ પુરૂષ છું" તેણે કહયું અને બુઢા કલૅરને પોતાની અને એલીનોર વચ્ચે થયલાં સાતાંની હકીકત કહી.

આ વાતને થોડાક દીવસ વીત્યા બાદ ડીકને નિર્દોષ જાહેર

કરવામાં આવ્યો અને તે પાછો 'સોસાયટી'માં ભેલાતો થયો. હવે તે પોતાનું વચન પાલવા ઇલીનોરના મકાને ગયો.

"ત્યારે આખરે તમે આવ્યા ખરા !" તેણીએ હસીને કહ્યું.

"હા, મારૂ વચન પાળવા હું આવ્યો છું" ડીકે કહ્યું "પણ તે મારી પોતાની રાજી ખુશીથી નહિં કારણ મારૂં વચન તોડવાનો મારો વિચાર હતો" તેણે ખુલાસો કર્યો.

"તમે ત્યારે આવ્યા શું કરવા ? શું તમો વચન તોડવા ઇચ્છતા હતાં !" તેણીએ પુછ્યું.

"જ્યારે હું મેરીને મળ્યો ત્યારે તેની આખમાં જોતાં મારૂં માન ઘટી જતું મને લાગ્યું, તેથી મેં વચન તોડવા ઠરાવ કર્યો હતો." તેણે કહ્યું.

"ત્યારે તમે અત્રે શું કરવા આવ્યા !" તેણીએ પુછ્યું.

"કારણ કે મારી વ્હાલી–કે જેનાથી તેં મને છુટો પાડયો છે–તેણીએ મને અત્રે વચન પાલવા આવવા ફરમાવ્યું." ડીકે કહ્યું.

"નહીં–નહીં–શું મેરીએ તમુને અહીં આવવા કહ્યુ ?" તેણી બોલી.

"હા, મેં તેણીને બધી વીગત કહી, જ્યારે તેણીએ તમે કે જેણે મને છોડ્યો હતો તેઓ પાસ જવા તેણીએ મને કહ્યું અને તેથીજ હું અત્રે મારૂં વચન પાળવા આવ્યો છું." ડીકે કહ્યું.

"આ વાત હું માનતી નથી—કાંય નહીં મને પાછી અ:જ કરવાને તમે બન્નેએ આ પ્રીક કરી હોય ?" તેણીએ પુછ્યું.

"તે બીલકુલ ખરૂં છે—પછી માનો કે ના માનો; પણ હું તમો સાથે જ્યારે ને જે જગાએ પરણવા માગો ત્યારે પરણવા તઇયાર છું" ડીકે કહયું.

"ઓ વ્હાલા ડીક, થેંક યું! જ્યારે હું તુંને પરણીશ ત્યારે તુંને દરેક રીતે સુખી કરવા કોશેષ કરીશ" તેણી બોલી.

"મારે માટે આ દુન્યામાં હવે સુખ જેવું રહયુંજ નથી" તે બબડયો.

તેઓ બન્નેએ ખાનગીમાં લગનથી જોડાવા નક્કી કર્યું અને છુટાં પડવા આગમજ ડીકે પોતાની પાકીટમાંથી થોડીક નોટો કાઢી તેણીને આપતાં કહયું "જેલમાંથી છુટા થયા બાદ તમે મને થોડાક પૈસા ધીર્યા હતા જે આ રહયા."

તેણીએ તે લીધા અને તે ગયો—પણ નોટો કાઢતાં તેની પાકીટમાંથી એક કાગળ પડી ગયલું હતું જે તેણીએ તેના ગયા બાદ ભોંય પરથી ઉંચકીને નીચે મુજબ વાંચ્યું.

"**મારા વહાલા ડીક**—તારા અને મીસ એલીનોર વચ્ચે થયલાં સાતાંની વાત તું કરી ગયા બાદ તે ઉપર લાંબો વિચાર કરતાં મને લાગે છે કે તારે આપેલું વચન પાલવું જોઈએ, તેથી તું મારી નજરમાં ચઢતોજ પુરવાર થશે અને તારા બચાવનારને જોઇતો બદલો વાળશે તેથી હું કાંઈ થોડી ખુશી નહીંજ થઇશ.

સાહેબજી, વહાલા હું તો જન્મભર કુંવારીજ રહીશ પણ હમેશ તુંનેજ ચાહી તારા માટે ભલી દુવાઓ માગીશ પણ જ્યારે તુ એલીનોરને પરણે ત્યારે તેણીને જેમ બને તેમ સુખી કરવાની

કોષેશ કરજે કારણ મારા ધારવા પ્રમાણે જે બાનું તુને ચાહે છે તે એકંદર રીતે ખરાબ તો નહીંજ હોય—"

આ કાગલ હજીબી લાંબુ હતું પણ એલીનોર વધુ વાંચી શકી નહીં કારણ તેની અસરથી તેણીની આંખમાં આંસુ આવી ગયાં.

"ત્યારે તે ખરૂંજ બોલ્યો." તેણી બબડી. "આહ! મેરી ખરેજ દુન્યામાં એક બેમુલ ઝહવેર છે."

એ દીવસ પછી ડીક "ઘ. આર."ની સહીનું એક પત્ર લઇનેુ મેરી પાસે ખુશી થતો ગયો જે તેણીએ નીચે મુજબ વાંચ્યુ.

"**વહાલા ડીક,** જ્યારે તેં મને કહ્યું કે તારી મેરીએજ તુંને વચન પાળવા મારી આગળ મોકલ્યો ત્યારે તે વાત મેં માનીજ નહીં કારણ કોઇબી બાનુ એવો સ્વભોગ આપીજ ન શકે પણ તારી પાકીટમાંથી નીકળેલાં કાગજમાંથીજ મેં જાણ્યું છે જે તારી વાત ખરી છે અને તેથી હું બી ખચીતજ ઘણી ખુશી થઇ છું. હું તમુને તમારાં આપેલાં વચનથી છુટા કરૂં છું અને ઘણું સુખ ઇચ્છું છું. બેલાસક મેરી સાથે પરણીને સુખી થાવ અને મારે માટે તો હું આ નાઉમેદી ભુલવા કોષેશ કરીશ, સાહેબજી. આ પત્ર તમને મલશે તે આગલ હું કોન્ટીનંટ પર નીકળી ગયેલી હોઇશ. કોઇવાર તમુને ખરા પ્યારથી ચાહવા માટે મને યાદ કરજો—સુખી રહો! સાહેબજી."

મેરીએ તે પત્રને હોઠે દાબી તે ઉપર આંસુ ટપકાવ્યાં "ખુદા તેણીને જ્યાંબી હોય ત્યાં સુખી રાખે! ખરેજ તેણી એક ફરેસ્તોજ છે" તેણી બબડી. અને વાંચનાર. એલીનોરે પોતના મન ઉપર

કાબુ રાખી તે જોડાંને સ્વભોગ આપી જોડી આપવાનું કરેલું કામ ખરેજ સ્તુતીપાત્ર હતું. ડીકને મેરી પરણીને સુખી થયાં.

## વાર્તા અઢારમી.

# ખરો ખુની કોણ ?

મી૦ હારવે ફીલ્ડ નામે વ્યાજખોરાનું ખુન કરવા માટે રોબર્ટ ચારલ્સોને પકડવામાં આવ્યો હતો. તેની કોર્ટમાં તપાસ ચાલતી હતી. જે રીવોલવર વડે ખુન થયું હતું તે પણ તેનીજ માલમ પડવાથી સર્વ પુરાવો તેની વિરૂદ્ધ હતા, છતાં તે પોતાને નિર્દોષ જાહેર કરતો હતો. અંતે જુરી વિચાર કરી આવી અને એકમતે તેને અપરાધી ઠરાવ્યો. જસ્ટીસ મેકફરસને ન્યાયાસનપરથી બંધવાને સજા કરવા ઘણાજ ધીમા, ધ્રુજતા અવાજે બોલવા માંડયું:—"ચોકસ કારણોસર હું બંધવાને કંઇબી સજાનો હુકમ કરી શકતો નથી. મારે છેડો લાવવોજ——"

બસ એટલુંજ! અત્રે તે બેસુદ્ધ થઇ ગયો અને કોર્ટમાં ભારે ગભરાટ મચી રહયો. તેના બેટાએ તેને ડોકટરની સલ્લાહ અને બીજાઓની મદદથી ઘરે આણ્યો, જ્યારે બંધવાને—તે અપરાધી જાહેર થયા છતાંબી સજાનો હુકમ મળેલો ન હોવાથી—પાછો જેલમાં

લઇ જવામાં આવ્યો.

*　　　　*　　　　*　　　　*

"મેરી, તમે કહો છો કે મારા પિતા સનમુખ તે દિવસે ઉભેલો આરોપી રોબર્ટ તમારો ખોવાયલો પિતા છે તે મારા માનવામાં આવતું નથી. તે બનવુંજ અશકય છે," જોન મેક્ફરસને ધીમેથી કહ્યું.

"જોન, એમાં સ્હેજપણી ભુલ નથી. ખુદા કરેને મારી ધારણા ખરીજ હોય. હું તેને નિર્દોષ માનું છું અને મારૂં જીગર પણ કહે છે કે હારવેનો ખુની એ નથી. વળી મેં શોધી કાઢ્યું છે કે તે અચમુચ ઈંગ્લેંડ આવેલો છે,—તે કદાપી એમ બહાર આવે નહિ. તે બચવોજ જોઇએ, જોન,—કારણ ગમે તે, પણ મારો તે પિતા છે. કંઇપી કરીને તે બચવોજ જોઇયે," મેરીએ કહ્યું.

જોને શકથી માથું ધુનાવ્યું.

"તમારા પિતા કેમ છે, જોન!" મેરીએ ચલાવ્યું. "મેં સાંભળ્યું છે કે તપાસને દિવસે તેઓ ટેપ મારતાં બેશુદ્ધ થઇ ગયા."

"તેઓ હાલ ઠીક છે ને આસાએશ લીયે છે, પણ ડોકટર તો કહે છે કે તેઓને કોઇ ચીજનો ગમ લાગેલો છે. આવા કેસ ચલાવતાં તેઓ એમ કદી કદી સીક પડી જાય છે, પણ વ્હાલી જ્યારે તેઓ જાણશે કે આરોપી તારો પિતા છે, અને તું તો તેઓને બેટી સમાન પ્યારી છે, ત્યારે તેમને કેટલું લાગશે?"

તેણીએ આથી કંઇક આશાથી તેની આંખોમાં જોયું.

"ખચીતજ ન્યાયાંધીશનો અવાજ સત્તાધારી છે," તે બોલી.

"તારૂં વ્હાલપ્પી તારા પિતાને છોડવવા કંઈ કરી શકશે નહિ. જો કે મારા બાપને તેના ગુનાહ માટે શક છે."

તેટલામાં જજ પોતેજ ત્યાં ચાલી આવ્યા. "મેં સર્વે સમજ્યું છે, મેરી. એ એક ખચીતજ ભયાનક શોક છે, બેટી. ઘરે જા, મારાં બચ્ચાં, અને શાંતિથી ખુશીમાં રહેજે. હું તથા જોન મળી તારે માટે બનતું કરીશું. હું એક જજ તથા સાધારણ માણસ તરીકે માનું છું કે તે નીર્દોષ છે. મારી ઓચિંતી માંદગીએ આજે મને એક ભયંકર ફર્જ બજાવતાં અટકાવ્યો છે."

મેરીએ આથી ધીરજ પામી ચાલવા માંડયું અને જજ મેકફ્રસન પોતાના બેટા તરફ ફરી વળ્યો, "હુ તારી સાથે કંઇક વાત કરવા માંગું છું. ખરો ખુની પકડવાની હજી ટક છે. તેને શોધવો જોઇએ. એ હારવીની થોડીક આગલી પાછલી હુંબી જાણું છું. તેણે પોતાની ધિક્કારવા જોગ જીંદગીમાં કંઇક નીર્દોષના નાશ કીધા છે— સાંભળ. થોડાંક વર્ષની વાતપર એવીજ રીતે તેણે બીજાને એક નહિ માફ થવા જોગ નુકસાન કીધું. તે પોતાના મિત્રના ઘરમાંથી તેની બાયડીને તેના ધણી તરફના પ્યાર વિષે શકમંદ બનાવી તેને ફુસલાવી ચોરી લઇ ગયો. તે ભોલી હોવાથી તેની બીછાવેલી જાલમાં સપડાઇ ગઇ. તેના ધણીએ ત્યારપછી ઘર આવી જોતાં માલમ પડયું કે તે એક બાલકનેબી તવલતું નાખી તે લુચ્ચા સાથે ચાલી ગઇ હતી."

"પિતાજી, તમે તે નુકસાંન પામેલા આદમીને ઓળખ્યો?" જોને પુછ્યું.

"હા, બેટા, આ વાત મેં તે ગરીબ બાપડાને મોહડેથીજ

સમજી હતી."

"અને તમે—તમે—માનો છો કે આ ચંડાલને તેજ માણસે ઠાર કીધો?"

"હું—હું—બી તેમજ ધારૂં છું, બેટા. જાણે ધાર કે પાછલાં વર્ષોમાં તે દુઃખી ગ્રહસ્થે તે પાપીનું પાપ પકડયું," જજે સમજાવ્યું.

"પણ પિતાજી, તેથી તમે એમ માનો છો કે આ શોધપરથી તેને થયલાં નુકશાનનો બદલો તેનું ખુન કરીનેજ લેવા તેણે ઠરાવ કીધો?"

"હું એમ નથી કહેતો, દીકરા, કે તે હારવીને ઠાર કરવાના હેતુથીજ ત્યાં ગયો હશે. ધાર કે રૉબર્ટ તેને મળીજવા પછી થોડીજ મીનીટ તે ત્યાં દાખલ થયો હોય. પોતાની બૈરીના આબેર ફ્રેજની તેને ખબરબી નહિ હતી. વળી ધાર કે પોતાની બૈરીને ફુસલાવી લઇ જઇ તેના સુખી સંસારનુ' સત્યાનાશ વાલવાનું કારણ તથા તે બીચારી ભોલી અબલાનું શું થયું તે તેને પુછયું, જેનો તે પાપી તરફથી અસંતોષકારક જવાબ મળ્યો, કે તે કદાપી મરી નહિ પણ ગઇ હોય, પણ છેવટે તો તે ઘણાજ દુઃખ અને ગરીબાઇ તથા પસ્તાવામાં પોતાના દિવસ ગાલતી હતી. આવા નફટ શબ્દોથી ધાર, બેટા, કે તેનું લોહી ઉકળી આવ્યું હોય, અને રૉબર્ટ જે થોડીજ મીનીટ અગાઉ તેને મળી ગયો હતો તે પોતાની રીવૉલવર ભુલી ગયો હતો તે લઇ તેના અંગપર ધસ્યો—તે છોડી કે બીજીજ પળે તે પાપી તેના પગ આગળ મુવેલો પડયો હોય,—"

આ બોલતાં જજ ઉશ્કેરાઇ ગયો. આ બીનાથી જોન ખુરસી-પરથી ઉછલીજ પડયો અને બોલ્યો:—

"પિતા, જાણે આ બધું તમે પોતેજ કીધું હોયની, તેમજ તમે વાત કરો છો."

"બેટા મારા, રૉબર્ટે પોતાને નિર્દોષ જણાવી કંઇબી બચાવ કીધો નથી, તેથી કદાપી તેની બીજીબી નેમ હોય. ગમે તે હોય, પણ જો તું ધીરજ ધરશે તો બધું આપોઆપ પોતાની મેલેજ ખુલ્લુ અને સીધું થઇ જશે."

તે તેજ દિવસની સાંજ હતી. જજ મેકફરસન પોતાના ઓરડામાં એકલોજ હતો, તેવામાં એક હલકા વર્ગનો માણસ તેને મળવા આવ્યો. જજે તેને કારણ પુછતાં તે બોલ્યો, "સાહેબ, હારવીરીલ્ડના ખુનની રાત્રે બનેલો બનાવ નજરે જોનાર હું છું. હું આરોપીને નિર્દોષ ઠરાવવા માગું છું, અને ચાહું તો ખરા ખુનીને તેની જગોએ ઉભો રાખી શકું."

"ત્યારે આજસુધી તમે કેમ ચુપ રહયા?" જજે પુછયું.

"તે ચુપકીદી પુરતા પૈસા મને મળે ત્યાંસુધી મેં જાલવી રાખી છે."

આ નફટ જવાબથી જજ કડાપણે હસ્યો અને કહયું:—"જાઓ. આ ખબર ઘરતે ઠેકાણે પુગાડો—મારે તમારા જેવા બદમાશો સાથે કંઇજ કામ નથી."

તે શખ્સનો અવાજ નરમ થયો. તેણે તેને ઘણો પીગલાવ્યો, પણ જયારે તેણે જોયું કે એક પૈબી મળે એમ નથી, ત્યારે તે નાસીપાસ થઇ કંઇક વેર લેવાના ઇરાદાથી બબડતો ફફડતો ચાલતો થયો. તેના જવા પછી જજે છુટકારાનો દમ ખેંચ્યો. આહ! તેના

લાંબા વખતના ગુંચવાડાનો આજે છેડો આવ્યો હતો.

જોનને તે રાત્રે બીલકુલ ઉંઘ આવી નહિ. તે સકાળે જાગ્યો અને કુદરતીજ રીતે કંઇક વિચાર તેને તેના પિતાના ઓરડામાં દોરવી લઇ ગયો. અરે! તેણે શું જોયું? તેનો વ્હાલો પિતા ત્યાં ન હતો. અને બીછાણું સ્હેજ પણ ખોળાયા વીનાનું ખાલીજ હતું. તે ત્યાંથી ઉતાવળે પગલે ઓફીસના ઓરડામાં ગયો, તેણે બારણું ઉઘાડયું અને તેની ભારે અજાયબી અને ગભરાટ વચ્ચે તેણે પોતાના પિતાને ટેબલ પર કેટલાંક તુર્તનાજ લખી પુરાં કીધેલાં કાગળો વચ્ચે માથું નાખી પોતાના કીરતારની પનાહમાં મુવેલો પડેલો જોયો! તે લખાણનો સાર એટલોજ હતો કે હારવીફીલ્ડનો ખરો ખુની રૉબર્ટ મારલો નહિ પણ તે પોતેજ હતો, કારણ જે ભોલી અબલાને તે ચંડાલ ફુસલાવી લઈ ગયો હતો તે તેનીજ સ્ત્રી અને જોનની માતા હતી.

પોતે કરેલાં ખુનનો એકરાર કરી તેણે એક ખરા નિર્દોષને ઇન્સાફ આપ્યો હતો. જોન, આ વાંચી દિગ્મુઢ થઇ ઉભો હતો, તેટલાં એક પોલીસ ઇન્સ્પેકટર આવ્યો અને તેને કહયું:—

"સાહેબ, માનવંત જજ સાહેબ સાથે હું કાંઇક વાત કરવા આવ્યો છું. કંઇક વાત છે, કે જે ખોટીજ હોય એમ અમો ઇચ્છિયે છિયે. અમે તે ગઇ રાતે સમજ્યા છે."

"હું સમજ્યો," જોને તુટેલાં દીલે જવાબ વાળ્યો. હારવીફીલ્ડના ખરા ખુની મારાજ પિતા હતા. આ રહયો તેમનો લેખીત એકરાર, એક નીર્દોષને ઇન્સાફ આપવા એનો ગમે તે ઉપયોગ કરજો."

આ ખબરથી તે ઇન્સ્પેકટરનું હૈયું દુ:ખથી દાઝી ગયું. "ખુદા કરેને હજીબી એ સઘળું ખોટું હોય, સાહેબ. એ ઘણું ભયાનક

છે. આવા ભલા જન તો વળી કોઇજ હશે. મારે તેમને મળવુંજ જોઇએ."

"તેઓ હવે આ દુનિયામાં નથી—તેઓ તો ગુજરી ગયા છે," જોને ઘણાજ ગમખ્વાર દીલે ખબર આપી.

*　　　*　　　*

"ઓ મારી વ્હાલી મૅરી—હવે તુને દરેક સુખ આપવાની મારી ફરજ છે." પોતાના પિતાના મરણને એક લાયક અંતર વીટવા બાદ જોને કહયું.

"હા, મારા વ્હાલા," તે આંસુભરી આંખે બોલી, "મારા વ્હાલા પિતા માન સહીત છુટી ગયા છે. ખુદા મારા બાપસમાન મર્હુમ મુરબીજીને માફ કરે! તેઓએ તો પોતાને થયલાં નુકસાનનો બદલો કીનાથી લઇ આ જેહાનમાંથી એક પાપી પલીદ ઓછો કીધો છે, અને પોતાના જાનના ભોગે પણ મારા પીતાને બચાવી લીધા છે. તેવા બહાદુર નરના બેટા સાથ મને લગ્નમાં જોડાવા મારા પિતાએ ઘણી ખુશી દેખાડી છે. હવે ટુંક મુદતમાં આપણે જોડાઇ એક થઇશું."



# વાર્તા ઓગણીસમી.

# કોણ સરસ?—કીર્તિ કે પ્યાર?



ખલાસ! ખેલ ખતમ! તેની લાંબા વખતની જીવતોડ મેહનત હવે સમાપ્ત થઇ હતી. દદલી હેમીલ્ટને વાર્તાની નીચે 'સમાપ્ત' બોલ મુકતાં એક છુટકારાનો દમ ખેંચ્યો. છેલ્લા પંદર દીવસ થયાં તો તેણે ભુખ અને પ્યાસ વિગેરે લગભગ તજી દઇને જીવપર આવીને ચીતરવા માંડયું હતું. તે એક નામીચો લેખક હતો, અત્યાર સુધીમાં તેણે અર્ધો ડઝન ઉમદા વાર્તાઓ બહાર પાડીને સારૂં નામ મેળવ્યું હતું. પણ આ તેની છેલ્લી વાર્તા "કોણ સરસ?—કીર્તિ કે પ્યાર?" તેણે ખચીતજ ભારે જેહમત ઉઠાવીને બહુજ વખાણને પાત્ર બનાવી હતી અને તે એકજ નેમથી લખવામાં આવી હતી.

આટલું છતાં તે વાર્તાનો કર્તા દદલી હેમીલ્ટન એક સુખી માણસ ન હતો. વાંચનાર, આ અવનીમાં બધી રીતે સુખી છેજ કોણ? કોઇજ નહીં.

તે પૈસાદાર અને કીર્તિવંત નર હતો, પણ કીર્તિ મેળવવાની ધુંધમાં તે પોતાની સંસારી ફરજોમાં પછાત પડયો હતો. તે પોતાની સ્ત્રી—વહાલ અને વફાની મુર્તિ—ને ધીકકારીને લગભગ ભુલીજ ગયો હતો, કે જે સ્ત્રીને ચાહવા અને જીંદગી સુધી વફાદાર રહેવાના તેણે પવિત્ર ક્રોસ આગળ સોગંદ લીધા હતા. તે ત્રણ વરસની વાત હતી,

કે જ્યારે તેઓ વચ્ચે એક કજીયો થયો અને તેની બાયડી તેના આકળા સ્વભાવ અને તેણી પ્રત્યેની બેદરકારીથી, તેના રસ્તામાં વધુ નડતર ન થવાની નેમથી કંટાળીને તેને છોડી ગઇ હતી. ત્યાર પછી તેણીનું શું થયું, તે કઇજ જણાયું નહીં. તે વેળાએ તો કીર્તિની પુઠ પકડવામાં તે એટલો રોકાયો હતો કે તે હૈયાંફુટા જવાનને પોતાની વ્હાલીની આ મહાન ખોટ માલમજ ન પડી. પણ છેવટે કીર્તિ મેળવ્યા બાદ તેની શુદ્ધ ઉંઘડી. હવેજ તેને તેની પ્રીયાની ખેવડાં જોસથી યાદ થઇ; જેથી તે બહુજ પસ્તાવા લાગ્યો કે અરે ! કયે ચોઘડીએ અને શા કારણે તેણે કીર્તિને વ્હાલી ગણી કે જે મેળવવા જતાં તેણે પોતાના સંસાર સુખનો ભાંગીને ભુકો કર્યો હતો. ત્રણ વરસ આગળ જો કે તેઓ ગરીબ હતાં પણ એકમેકના પ્યારમાં કેવાં સુખી હતાં ? વાંચનાર, કેટલાક હૈયાં ફુટા હેવાનો કહે છે કે "ગરીબાઈ એ પાપ છે." પણ તેઓને થોડીજ ખબર છે કે પાક ગરીબાઇમાંજ જેટલી આબરૂ અને સુખ છે તેટલું પાપી તવંગરીમાં નથીજ. હવેજ તેણે તેણીની પૈસા અને વખતના ભોગે શોધ કરવા માંડી પણ બધી કોશેશ નીષ્ફળ નીવડી. જેથી તેણીને મેળવવા તે એટલો આતુર બન્યો કે માત્ર હવે એકજ ઉપાયથી તેણીની ભાળ મળશે એમ તેને લાગ્યાથી બે વરસ થયાં ઉપર કહેલી ચોપડી તેણે લખવા માંડી કે જેમાં સમાવેલા તેના અંતઃકરણના ઉભરાઓથી તેણી ખચીત પીગળશે એમ તેણે ખાત્રીથી માન્યું. હવે ચોપડી તો લખાઇ પણ માત્ર અર્પણ પત્રીકાજ રહી કે જેમાં તેણે પોતાનો ખાસ સંદેશો મોકલવા નક્કી કર્યું હતું; જે તેણે નીચે પ્રમાણે ધડકતાં જીગરે લખી નાખી:–

## મારી વ્હાલી ધણીયાણીને—

"મેં સર્વસ્વ ખોહયુંછ, કીધીછ જુદાઇ,
"મેળવવા અમર તે-કીર્તિ ને કાજ;
"તુચ્છેકારી બક્ષેસ મેં,-સઘલી ખુદાઇ,
"ફકત, કીર્તિવંત નામનો,-હું રહયો મોહતાજ.
"કરી એમ સટો-હું જીત્યો છું આજ,
"મેળવીછ મેં કીર્તિની-સાબુત ઉંચાઇ;
"નથી ડરતો હું નીચેથી-પડવાને કાજ,
"કારણ કીર્તિ મુજ ચોતરફ-રહી છે ફેલાઇ.
"પણ કીર્તિને મેળવતાં-ખોહયુંછ મેં શું?
"આહ! ખોહયોછ મેં-મુજના જીગરનો પ્યાર,
"ખોહતાં તને દીલબર-નથી રહયુ કશું,
"સર્વસ્વ ખોઇને-હું થયોછ ખુવાર."

**કર્ત્તા.**

અર્પણ પત્રીકા લખાયા બાદ આ વાર્તા ચોપડી પ્રગટ કરનારાઓ મેસર્સ ગીલરૅાય અને ફેન્ડલર ઉપર ગઇ. જેઓએ તેને થોડો વખત સુધી થોભવા કહયું. એક નવાજ લેખક નામે "ક્યુ. વેદ." ની ઘણીજ દીલકશ વાર્તા નામે 'સાચો પ્યાર' તેમનેજ ત્યાંથી તેજ વખતે બહાર પડનાર હતી, જેથી કદાપી બન્ને વાર્તાઓ સાથેજ બહાર પડવાથી તેની વાર્તાની કંઇજ કદર ન થશે એમ તેઓએ માન્યું. પણ દહલી હેમીલ્ટને પોતાની હઠ છોડી નહીં. તેને તો પોતાનો સંદેસો જેમ બને તેમ જલદીથીજ પુગાડવો હતો. જેથી આનું નામાંકીત ગ્રહાક બીજા હરીફ પ્રેસવાળાઓને ત્યાં જશે એમ જાણી

તેઓએ તેની ચોપડી પણ સાથેજ પ્રગટ કરવાનું તેઓએ કબુલ કર્યું. બન્ને ચોપડીઓ સાથેજ બહાર પડી. પણ ખચીતજ આ કોઇ નવા લેખક "ક્યુ. વેદ." ની "સાચા પ્યાર"ની વાર્તાએ વાંચનારી પ્રજાનું એટલું ધ્યાન ખેંચ્યું કે બાપડા દલ્લીની ચોપડીના જેવા જોઇએ તેવા ભાવ ન પુછાયાથી હવે પ્રેસવાળાઓની સલાહ નહીં માનવાને લીધે પસ્તાવા લાગ્યો. છતાં તેને એટલો સંતોષ હતો કે, આ બહાર પડેલા તેની પ્યારી માટેના સંદેશાનો હવે જલદીથીજ જવાબ મળશે. પણ નહીં. દીવસો પછી મહીનાઓ પસાર થયા પણ તેણીનો જવાબ કે ઠેકાણું પણ ન મળ્યું. શું તેણી મરી ગઇ હશે? આ વાત તો તેણે મજબુતીથી માનીજ નહિં. ઘણા સખત કામથી તે હાલહવાલ થઇ ગયો હતો તેમાં આ રોજની ઇંતેજારીથી તે હવે સખત સીક પડશે એમ તેને લાગ્યાથી તે પોતાના મીત્ર ડૉ. થૉમસની સલાહ લેવા ગયો, જ્યાં હારલી સ્ટ્રીટનો તે મહાન સ્પેશીયાલીસ્ટ રોકાયલો હોવાથી તેને હોલમાંજ બેસાડવામાં આવ્યો. વખત પસાર કરવા ટેબલ ઉપર પડેલી ચોપડીઓમાંથી તેણે એક ચોપડી ઉંચકીને આમ તેમ પાનાં ફેરવીને જોવા લાગ્યો. ચોપડી વાંચતાં તેણે પોતાનુ નામ વાર્તાના વળાંમાં ગુંથેલું જોયું. વળી વધુ અજાયબી ભર્યું તો એ હતું કે તેમાં તેના સુખી સંસારનો થોડોક સફો તથા તેના હમેશના વપરાતાં વાકયો તેમાં ગુંથાયલાં હતાં. વખાણની લાગણી સાથે ઉલટમાં આવી તે ચોપડી તેણે આગળ વાંચવા માંડી. શું આ ચોપડી તેણે આગળ વાંચી હતી કે શું તેમાં જણાવેલા બનાવો તેણે અનુભવેલા હતા? તે ગુંચવાડામાં પડયો. બેશક ચોપડી ઘણીજ જોરાવર અને સુંદર રીતે લખાયલી હતી જેથી તે ચોપડીનું નામ અને કર્તા જોવાની ઉલટમાં તેણે પુઠ્ઠાં ઉપર વાંચ્યું.

# "સાચો પ્યાર"–

રચનાર—"ક્યુ. વેદ."

આહ! ત્યારે તેની હરીફ ચોપડી તો કેવી આયજ હતી કે જેણે ખચીતજ પ્રીય થઇ પડીને વાંચક વર્ગમાં સારૂં મત બેસાડયું હતું. ત્યારે એ 'ક્યુ. વેદ'. છેબી કોણ? તેણે નામાંકીત લેખકોનાં નામો યાદ કર્યાં. પણ નહીં. શું ત્યારે એ કોઈ નામાંકીત લેખકનો તખલ્લુસ હશે? પણ ખુદ ચોપડીનો અર્ક જોતાં તે અજબ થયો કે કાય નહિં પોતાનીજ હાલત ઉપરથી તેણે એક વાર્તા લખી જેબી આવીજ ફતેહમંદ નીવડતે? કારણ લગભગ તેમાના બધાજ બનાવો તેને લાગુ પડતા હતા. ત્યારે એ લખનાર કોણ હશે?

આહ! તેને અર્પણ પત્રીકાનું ભાન આવ્યું, કે જેમાંથી કંઈ વધુ ખબર મળી શકે. પાનું ઉથલાવતાં તેની બેહદ અજાયબી વચ્ચે નીચલી અર્પણ પત્રીકા તેના વાંચવામાં આવી:...

**મારા વ્હાલા ખાવીંદ ડી...એચ...ને—**

" છે ભુલ મારી જીંદગીમાં—મુજથી એક થઇ,
" તે કરૂંછ હું વ્હાલા,—હા, દીલથી કબુલ;
" હુ મારી તે ભુલ પર,—હું દીલથી પસ્તાઇ,
"ને તોબાહ મેં કીધીછ, ઓ વ્હાલા બીલકુલ."

વાર્તાના નાયક "દદલી હોર્ન"ની માફકજ આ વાર્તાબી કોઇ 'ડી. એચ.' નેજ અર્પણ થઈ હતી. પણ, અરે! એ તો તેનાજ નામના પહેલા અક્ષર હતા. પણ ત્યારે એ ચોપડીનો કર્તા કોણ હશે? તેનો શક તેના જાની મીત્ર ડીક ઍથરલી ઉપર ગયો કે જે તેના

સંસારી સક્ષ્ઓમાંના કેટલાકથી માહીતગાર હતો—પણ—ઠીક જે વાર્તા લખે તો શું તેનેજ નહીં જણાવે? કદાચ બનવા જોગ છે કારણ તે થોડો ઘણો ચકરમ હોવાથી વાર્તામાં પોતાનું નામ છુપાવ્યું હોય.

છેવટે તેણે શાબાશી અને અજાયબીની ભેગી લાગણી સાથે તે ચોપડી પાછી ટેબલ ઉપર મુકી અને તેમાંની અર્પણ પત્રીકા ઉપર તે વિચાર કરતો હતો તેટલાં ડૉ. થૉમસ રૅજીનાલ્ડ દાખલ થયો. તેને જોતાંજ તે બોલ્યો "હલ્લો, હૅમીલ્ટન એ તુને શું થયુંછ? એમ સોહરાઇ સુકાઇ કેમ ગયોછ? ખચીતજ તું માત્ર તારો ઓસોજ રહયો છે. હું ધારૂ છું કે તું બહુજ જેહમત ખેંચતો હોવો જોઇયે" તેને બરાબર તપાસીને ફરી તેણે ચલાવ્યું:—"લોહીનું બીલકુલ પાણી થઇ ગયું છે. સખત મેહનત અને મનની વેદનાનું આ કારણ છે. થોડોક વધુ વખત એમજ જો પસાર થતે તો જરૂર ભેજાંને શોક લાગીને કંઇ નવું જુનું થતે, જો કે હું અજબ થાવું છું કે અત્યાર સુધીબી તું કેમ ટકી શકયો છે. તારે છ માસ સુધી કામકાજ છોડીને બીલકુલ આશાયશ લેવીજ પડશે. વળી તારા મનને વધુ ન ઉશકેરતાં શાંતી માટે 'ચેન્જ' પર જવુજ પડશે. અને દરીયા કીનારેના મુલકમાં, ખુશી, ગમત અને મોજમજાહમાં મનને આશાયશ આપવી પડશે-પણ તેની આજથીજ શરૂઆત કરીએ તો કેમ? ચાલ દોસ્ત, આપરે લેડી ગીલરૅાયની પાર્ટીમાં જઇએ. તુને તેડું તો હશેજ કારણ એ મેસર્સ ગીલરૅાયની કું૦ એ તારૂં પુસ્તક હમણાજ પ્રગટ કર્યું છે."

"ખરૂં દોસ્ત, પણ હું કાંઇ એજ કામે શહેરમાં આવ્યો ન

હતો, જેથી આ પાર્ટી માટે હું કપડાં વિગેરેથી તૈયાર નથી." હેમીલ્ટને કહ્યું.

"કંઇ હરકત નહીં, આપણે બન્ને કદમાં એકજ બાંધાના છીએ એટલે તુને અત્રે તૈયાર થતાં વાર ન લાગશે." તે ભલા ડાકટરે કહ્યું

* * * *

હવે આપણે હેમીલ્ટનને લેડી ગીલરૉયની પાર્ટીમાં જોઇએ છીએ.

"ઓ, મી૦ હેમીલ્ટન, ભલે પધાર્યા—તમુને જોઇને હું બહુજ ખુશી થઇ છું. મારાં ઘરમાં આજે સાહીત્યના બે સેતારાને એકઠા મળેલા જોઇને હું બહુજ મગરૂર છું—'ક્યુ. વેદ'. ને તમો ઓળખતા ન હશો જેબી આજે અત્રે હાજર છે." મીસીસ ગીલરૉયે દદલી હેમીલ્ટનને આવકાર આપતાં નવી ખબર આપી.

"ખરેખર? થૅંક્યુ!" તે અજાયબી અને ખુશીથી બોલ્યો. આહ! ત્યારે આજે તો તે પોતાના ફતેહમંદ હરીફને મળનાર હતો. તે ઠીક ઍથરલીજ હશે. પણ અત્રે તો તે કેરેબી જણાતો નથી—તેણે વિચાર્યું. તેટલાં સર જેમ્સ ગીલરૉય આવ્યો અને બોલ્યો "હલ્લો, હેમીલ્ટન, તમે આવ્યા કે? તમુને અત્રે આવેલા જોઇને હું ઘણોજ ખુશી છું. ચાલો મારી સાથે કે હું તમુને નવા ઝળકતા સેતારા 'ક્યુ. વેદ.' સાથે ઓળખાણ કરાઉં"

"મોટી ખુશી શાથે" તેણે જવાબ આપ્યો અને સર ગીલરૉયની પુઠે લોકની બીડમાંથી રસ્તો કાપતાં ચાલવા માંડયું. આખરે તેઓ

ત્યાં આવી પુગા જ્યાં ખુરશી ઉપર એક આકાર બેઠેલો હતો. અરે! તે કોણ હતું? શું તેની આંખો દગો દેતી હતી? ત્યાં તો મરદને બદલે એક સ્ત્રી બેઠેલી હતી! તે કોણ હતી? હેમીલ્ટન તેણીને જોઇને મોત જેવો ફીકકો પડી ગયો જ્યારે સર ગીલરૉયની પીઠ તેના તરફ હતી. હવે સર ગીલરૉય બન્નેની ઓળખાણ કરાવવા ફર્યો કે તેને સાવજ જેવો જોઈ ફાટી ગયો. "શું છે, હેમીલ્ટન?" તેણે પુછ્યું. હેમીલ્ટન વધુ ફીકકો પડતો ગયો. તેની આંખો પેલી સ્ત્રી તરફજ ઠેરવેલી હતી. માત્ર એકજ મીનીટ અને સર ગીલરૉયને પોતે કેવો મુર્ખ બન્યો હતો તેનું ભાન આવ્યું. તે પહેલાંથીજ કેમ અટકળી ન શકયો કે 'કયુ. વેદ.'—નવો સેતારો તો કેદી હેમીલ્ટનનીજ ગુમ થયેલી બાયડી હતી! તેટલાં હેમીલ્ટન બોલ્યો "કવીની?" અને પેલી સ્ત્રી જવાબ આપે તેટલાં તો તે બેશુદ્ધ થઇને ભોંય ઉપર પડયો.

* * *

કેટલાક દીવસો સુધી હેમીલ્ટન મોહત જીવત વચ્ચે ડોળા ખાતો રહયો અને આ જીંદગી માટેની લડાઈ ભલા ડૉ૦ થૉમસ અને તેની વ્હાલીની પ્યારભરી માવજતથી આખરે જીતાઇ અને તે મોહતમાંથી બચ્યો. જ્યારે તે બીલકુલ સારો થયો ત્યારે પહેલો સવાલ પોતાની વ્હાલીને એજ પુછયો કે:—"કવીની, તું પાછી કેમ નહીં આવી?"

"શું તમે મારી ઇચ્છા કીધી હતી?" તેણીએ પુછ્યુ.

"હા, શું તેં મારી હમણાજ બહાર પડેલી ચોપડીમાં મારો અર્પણ પત્રીકા રૂપી સંદેશો વાંચ્યો નથી?" તેણે પુછ્યું.

"નહીં, વ્હાલા, વરસો થયાં મેં તમારૂં કંઈજ વાંચ્યું નથી. હું તમુને છોડી ગયા પછી એક નર્સ તરીકે રહી કારણુ મને લાગ્યું કે કીર્તિનો તમુને લોભ લાગ્યો છે એટલે પ્યારની તમુને જરૂર ન હશે, જેથીજ મારૂં ગુજરાન ચલાવવા મેં હામ ભીડી. પણુ હું જલદીથીજ કંટાળી, કારણુ તમો વગર મને ઘણુંજ એકાંત લાગ્યું. મેં તમને રોજ માગ્યા. છેવટે મે વિચાર્યું કે તમારી પેઠેજ જો હું એક ચોપડી રચીશ તો તમો મને શોધવા મગરૂર થશો. તે લખતાં મને ત્રણ વરસ લાગ્યાં કારણુ તેમાંની મોટે ભાગે મારાં દરદીઓ સુતેલાં હોય ત્યારે રાતની ચોકીના વખતમાં હું લખતી હતી. મેં તે વેળા ખરાં દિલથી ઇચ્છિયુ હતું કે ખુદા કરે ને આ ચોપડી ફતેહ પામે કે જેની દોલત તમો વ્હાલા આવીને મને મળો."

"અને તે ખચીતજ ફતેહ પામી છે, વ્હાલી." હેમીલ્ટન તેણીને પાસામાં ખેંચીને બોલ્યો.

"મારાં ક્રીશ્ચીયન નામ 'ક્વીની'ના પહેલા અક્ષર અને કુવારાં નામ 'વેદ' પરથી મેં મારો તખલ્લુસ "ક્યુ. વેદ." ધારણુ કર્યો હતો, અને તમારાજ પ્રગટ કર્તાઓપર તે છાપવા મોકલીને તમુનેજ અર્પણુ કરી કે જેથી તમે તે વાંચીને મને આવી મળો." તેણી બોલી.

"મેં તે માત્ર અકસ્માત રીતેજ વાંચી કે જે દીવસેજ તું વ્હાલી મને મળી—તું હવે સાહિત્યનો નવો સેતારો બની છે, વ્હાલી" હેમીલ્ટને પ્યારથી ચલાવ્યું.

"પણુ મારા સંસારના ઝલકતા તારા તો તમોજ છો કે જે અવલથીજ ઝળકતા હતા." તેણી હસીને બોલી.

"ઠીક વ્હાલી થેંક્યુ! સૌ સારૂં જેનું સેવટ સારૂં. હવેથી આપણે એકમેકના પ્યારમાંજ કીર્તિના ખાટા લાભને બાજુ મુકી આપણી જીંદગી નવેસરથી શરૂ કરીશું." હેમીલ્તન બોલ્યો.

"શુ તમે આ ખરાં દીલથી બોલોછો, વ્હાલા?" તેણીએ પુછ્યું.

"અલબત વ્હાલી, ખુદા સાહેદ છે કે એક વખત હું કીર્તિ અને ફતેહના લાભનો ભુખ્યો હતો જે મને મલી છે પણ પાછળથીજ મારી શુધ્ધ ઉઘડી છે કે ખરા પ્યાર વગરનું જીવતરજ નકામુ છે કે જે પણ આખરે મને આવી મળ્યો છે. જે માટે હુ તે દાદારે પાકના ખરાં દિલથી શુકરાના કરૂં અને ફરી કાન ચીમતીને કબુલ કરૂં છું કે કીર્તિ કરતાં પ્યાર હજાર દરજ્જે બહેતર છે જે વગર જીવવું પણ મીથ્યા ને ભાર રૂપજ છે."



## વાર્તા વીસમી.

# જોનસનનો ઓપેરા.



કલમ એક છુટકારાના દમ સાથે બાજુએ મુકાઇ. જોનસને સખ્ત મેહનત લઇને એક સુદર ઓપેરા તૈયાર કર્યો હતો. પણ હવે તે મોકલવો ક્યાં? ગાયણ પ્રગટ કરનારાઓ તે માટે બીલકુલ નકામાજ હતા, કારણ તેઓ બહુ ઢીલ કરે એ તેને ગમતું ન હતું.

આહ! તેને હમણાજ યાદ આવ્યું કે અમેરીકાની એક ફ-તેહમંદ ગાનારી નામે મેડેમોઝેલ રોઝાલડા, જેણીએ પોતાના સુરીલા કંઠથી સર્વેના દીલ જીતી લીધાં હતાં, જેણી અત્રે લંડનમાંજ એક બાદ-શાહી હોટલમાં રેહતી હતી તેના ઉપર આ ઓપેરા મોકલવા ઠરાવ કરી તે કવરમાં બીડી તે ઉપર એડરેસ 'રેક્ષ હોટલ—સ્ટ્રેન્ડ,' કરી દીધું તેટલાં તેનો દીકરો જેક દાખલ થયો, જેને જોઈ તેને આગળી યાદો હૈડે ચઢી આવી, જેવી કે તેની બૈરી તરફનો તેનો પ્યાર, તેણીની બેવફાઈ, તેણીની આજું, છતાંબી તેણીને કાઢી મેલવું, તેનો કેહર અને તેથી થયલું તેનું પથ્થર સમાન દીલ વિગેરે. શું તેણી મરી ગઈ હશે? અરે! તે સઘળી આગલી પાછલી ભુલી જઈને આજે તેણીને પાછી પોતાની ગોદમાં લેવા ખુશી હતો. જેક પેપર વાંચવા બેઠો જેને ખાનગી કામે જવાનું કહીને તે બહાર પડયો અને સીધો થીયેટર આગળ ગયો જ્યાં મેડેમોઇઝલ રોઝાલ્ડની આજે પેહલીજ રાત હતી. તે સહવારનો ભુખ્યો હતો છતાં તે ટીકીટ લઈ પાછલી હારમાં બેઠો. ગાયણ ચાલ્યું અને ત્યાર બાદ તાલીઓના ગગડાટ વચ્ચે મેડેમોઇઝલ રોઝાલ્ડા ખુલખુલી સરોદે ગાતી સ્ટેજ ઉપર આવી. તેણે શું જોયું? તે કોણ હતી! અરે! તે તેણીને હજારો-માંથી ઓળખી શકે! તે, તેની એક વારની વહાલીજ હતી. તેની ખુશીની સીમાજ ન હતી! ટુંકમાં તેણીએ તે રાત્રે ગાયણના સેતારા તરીકે સંપુર્ણ ફ-તેહ મેળવેલી જોઈ તે હર્ષથી લગભગ ગાંડોજ થઈ ગયો. ઓપેરા ખલાસ થવા આવવે તે ઉઠયો અને લડડતે પગલે પોતાને ઘરે આવ્યો. જેક જે વાંચતાં ઉંઘી ગયો હતો તેબી એકદમ જાગી તેનો આવો અવતાર જોઈ વીચારમાં પડયો જેની દરકાર ન કરતાં તે ટેબલ આગળ ગયો અને પેલું એડરેસ કરેલું

કવર ફાડી નાખી ઓપેરા બાજુ ફેંકયો અને બીછાણે પડયો. જો કે તે જોયું અને અજબ થયો કે એકવાર તેના પીતાએ એડરેસ લખીને પછી ફાડી કાં નાખ્યું હશે? જેથી તેણે ધાર્યું કે આ કામ તેના પીતાએ સીકનેસ સબબે શુદ્ધી વગરજ કર્યું હશે ફરી તેનો પીતા ઉંઘમાં પડયો કે તેણે તે ઓપેરા નવાં કવરમાં મુકી છોકરવાનુ અક્ષરે પેલાં કવરપરનું એડરેસ કર્યું અને તે પોસ્ત કરવા ગયો. પોસ્ત કરીને પાછું ફરતાં તેને જણાયું કે તેના પીતાની માંદગી વધી પડી હતી. તેની ઘરવાલી સાથે ડોકટરને વાત કરતાં તેણે સાંભળ્યો કે:–"જો મી૦ જોનસનની ઉત્તમ ખોરાક સાથે ચાંપતી સારવાર થશે અને ખાસ કરી તેના મનની ચીંતા દુર થશે તોજ તે બચશે."

આ સાંભળીને તે ઘરવાલી ગંભીર થઈ ગઈ, કારણ જોનસન જો કે પ્રમાણીક હતો છતાં તે થોડા વખતથી બેકાર હોવાથી તેણીને પણ પૈસા મળ્યા ન હતા છતાં તેણી બહુજ માયાથી તે લઈ ચલાવતી હતી. આથી જેક ઘણો દીલગીર થયો. પણ તે દીલગીરી બીજે દીને એક જરૂરી કાગળ આવ્યાથી દુર થઈ. તે જોનસનને નામે હતો જે ઉખેડાને તે પોતાના અર્ધા બેભાન પીતા આગળ તેણે વાંચ્યો જેમાં લખ્યું હતું કે:–તેનો ઓપેરા મેડેમોઇઝલ રેઝાલ્ડાને ઘણો પસદ પડયો છે ને તેણી એક ત્રાયલ તરીકે ભજવવા માગે છે જેથી તેના કર્તાએ તેણીને જરૂર આવી મળવું. આ પત્ર વાંચી જેકે પોતાના પીતાને સમજાવ્યુ કે તેણે તે ફાડી નાખ્યાથી ફરી એડરેસ કરી તેણે પોતે પોસ્ટ કીધું હતું વિગેરે. જોકે તેનું તો તે માણસને સમજવાનુંબી ભાન ન હતું અને ટીલ કરવી નકામી હોવાથી જેકે પોતેજ પોતાના પીતાના પ્રતીનીધી તરીકે તેણીને મળવા જવા ઠરાવ્યું.

"મેડમ, એક બુચો તમુને મળવા માગે છે. તે ઘણી હઠ કરે છે અને જતો નથી તો હું શું કરૂં ?" મેડ લોઇઝલ રેઝાલડાની દાસીએ પોતાની શેઠાણીને કહયું.

"મળવા માંગે છે તો બોલાવ. એમાં વળી પુછવાનું કેવું?" તેણીએ જવાબ વાળ્યો.

"પણ મેમ, ધડોકમાં તમો શાહજાદાઓ સામેબી તમારા બારણા બંધ રાખો છો જયારે આવા નાના છોકરાને અંદર મોકળવા કહો છો એ મને અજાયબી લાગે છે." તેણી બોલી.

"આહ! મારી ભલી એનેટા, બધીજ ગાનારીઓ જરા લગાર લેહરી હોય છે અને મને બચ્ચાં ગમે છે માટે તે નાના બુચાને મોકલ." રેઝાલ્ડા બોલી.

જેકને દાખલ કરવામાં આવ્યો જયારે તેને જોઇને રેઝાલ્ડા બોલી "સેહજબી ગભરાતો ના, છોકરા," તેણીએ તેને આગળ બોલાવ્યો અને પેટમાં ચાપ્યો અને પ્યારથી તેના કપાલપર કીસી લીધી. અરે! તેણીને આ શી લાગણી થતી હતી? એક માતાના પ્યારની તો ન હોય? આગળી યાદો જોસભેર ધાઇ આવી છતાં મન ઉપર કાબુ રાખી તેણીએ તે છોકરાને મોહડે તેના પીતા તથા તેના ઓપેરાની બધી વિગતો શાંતીથી સાંભળી, જેથી તેણી ખુશી થઇ અને તે ઓપેરા ભજવવાનુ નકકી કર્યું. તેણીએ જેકને મીઠાં રીફ્રેશમેંટ તથા ઠંડા પીણાથી તર કરી ફરી પેટમાં ચાંપી વીદાય કર્યો. જેક ખુલ્લાં દીલે ઘેર આવ્યો અને પોતાના પીતાને બધી વાત ખુશાથી કહી પણ તેનો બેટો આ બધું શું કહેતો હતો તે જોવા કે સાંભળવાની હાલતમાંજ તે કયાં હતો?

આ તરફ મેડ લોઇઝિલ રોઝાલ્ડાએ એક રાત નક્કી કરી જોનસનનો ઓપેરા જીવતોડ મેહનત લઈ ભજવ્યો જ્યારે જેક પણ હાજર હતો, અને તાલીઓના ગગડાત સાથે ખરેખર તે એક ફતેહમંદ ઓપેરા પુરો થતાં નાના પણ ચાલાક જેકે તેણીના ઓરડામાં દાખલ થઈ પોતાના પીતા તરફથી તેને આવી કીર્તિ અપાવવા માટે અસંખ્ય બલી દુવાઓ સાથે તેણીનો આભાર માન્યો.

"છોકરા, તું શું એમ કહે છે કે પોતાના ઓપેરાનું શું થયું તેના અંજાણપણામાંજ તે હજી બી સીકજ છે?" તેણીએ પુછયું.

"બાનુ, દાકટર કહે છે કે, એ માટે તેને કાંઇબી યાદ નહીં આપવાથીજ તે ઠીક થશે." જેકે જવાબ વાળ્યો.

"ઠીક બેટા, ત્યારે આપણે બન્ને ત્યાં સાથેજ જઇશું અને તેને મળેલી કીર્તીની વધામણી જાતેજ તેને કહીશું."

તેઓ ગયાં. ઓરડામાં દાખલ થતાંજ રોઝાલ્ડા તથા જોનસનની નજર એક થઇ જેથી એકમેકને ઓળખીને તેઓ સાથેજ અજાયબીની બુમ પાડી ઉઠયાં.

તેણીને ચક્કર આવ્યા. પોતે નબળો છતાં જોનસને તેણીને પડતી ઝીલી લીધી.

"ઓ વ્હાલા જોન, તે ખરૂં હોઇજ કેમ શકે ? ખુદાનો આભાર કે તમે જીવતા છો. મેં તો તમો બન્ને બાપ બેટાને દરીયામાં ડુબી મુવેલાજ માન્યા." તેણીએ ચલાવ્યું.

"તે બીલકુલ ખરૂં છે, બાનુ." તેણે તેણીને કરડાઇથી કહયું, "તેં કેમ જાણ્યું કે હું જીવતો છું ? બધી વાત તેં કેમ શોધી કાઢી ?

અને આપણા જેક સાથે તારી કેમ મુલાકાત થઇ?"

"પણ-પણ મેં તો કાંઇ જાણ્યુંજ નહિં, વ્હાલા." તેણી અચકાઇને બોલી "હું તો માત્ર તમારો ઓપેરા ફતેહમંદ નીવડયાની ખબર આપવાજ આવી છું. કાલે સહવારે આખું લંડન તમુને મુબારકબાદી આપવાં તમારા બારણા આગળ ભેગુ થશે."

"મારો ઓપેરા? તેની ફ-તેહ માટે હું તને આભારી છું?" તેણીએ માથું હકારમાં ધુનાવ્યું અને બોલી "આ ફ-તેહ, જોન વ્હાલા, મને નહી, પણ તમારાં ભેજાનેજ આભારી છે."

"વ્હાલી" તેણે ચલાવ્યુ "મારૂં અને જેકનું નામ 'અર્થ સ્ટાર' વહાણ ભાંગી જવાથી મુવેલાંઓની ટીપમાં ભુલથી છપાયલું, તે મેં તેમજ પસાર થવા દીધું. મેં ધાર્યું કે, ધણી અને બાળક જેને તેં તરછોડયાં હતાં તેઓને તું મુવેલાંજ માને તેમાંજ સુખ છે."

"શું તમે એમ ધાર્યું? ત્યારે તમે મને કેવીક બદકાર સ્ત્રી માની લીધી હશે?" તેણી દયાથી દાઝીને બોલી.

"તેમ ધારવામાં હું ખોટો કાં કહેવાઉં, સ્ટેલા? જો, તું મારૂં તારા શરના તાજ ખાવંદનું ઘર છોડી ગઇ તેબી એક પર પુરૂષની સાથે જેને હું એકવાર મારો જાની મીત્ર માનતો હતો. તે હાલ ક્યાં છે,. કે જેને તેં ચાહયો અને તેનેજ લીધે તું અમોને તજી ગઇ." જોન કરાજીથી બોલ્યો.

"ખુદા સાહેદ છે, જોન." તેણીએ ખાલેસ હૈડે પણ ફીકકે ચેહરે ચલાવ્યું, "કે તે પુરૂષને હું સેહજબી ચાહતી ન હતી અને તે મને ચાહતો હતો એ બાબદમાં તો હું છેવટ સુધી બીલકુલ

અંજાણીજ હતી. જ્યારે છેક મોડું થયું અને તે એક કાળુ મેંઢું તમુને જણાવ્યું ત્યારે તમે મારો બચાવ સાંભળવા વગરજ મને પડતી મુકી જોકે હું તેને તો ભાઇજ માનતી હતી. જેથી એવુંજ માંનીને હું તેની સાથે ગઇ કે તમે ખોટી અદેખાઇના લીધે મને દુરજ કરવા માગતા હશો. હું તેમ છતાં છેવટ સુધી એક ભાઇ તરીકેજ તેને માની ઘર તજી ચાલી ગઈ. પણ અંતે તો મને આશરા વગરની જોઇ તેણે પોતાની બદમાશી જાહેર કરી. પ્યારની માગણી કરી ત્યાંસુધી મેં તેને એક દીલસોજ ભાઇજ ધાર્યો હતો. તેની પ્યારની માગણી મેં ધીકકારથી તુચ્છકારી કાઢી તેને હાંકી મેલ્યો હતો અને ત્યારેજ હું હૈયાં ફુટીની શુદ્ધ ઉઘડવાથી મેં જાણ્યું કે તેની બદમાશીથીજ મેં એક ભલો ખાવીંદ અને સુખી ઘર ખોહયું હતું. તે દીવસ પછીથી તે બદમાશ ફરી મને કદીગી મળ્યો નથી."

"વ્હાલી, શું આ વાત ખરી છે?" જોને હરખથી ઉભરાતી છાતીએ પુછ્યું.

"બીલકુલ ખરી, વ્હાલા" તેણી ભાર મુકી બોલી, "જો હું તમોને મુવેલા ન જાણતે તો આગળી મારી મગરૂરી બાજુ મુકી જરૂર તમારે પડખે પાછી આવતે,"

"ત્યારે મારા બુરાં શકો માટે મને માફ કરજે. તારો પ્યાર મને પાછો આપશે ડીયર?" જોને નરમીથી ચલાવ્યું.

"તમો પાછો માગો છો, વ્હાલા?" તેણી હસીને બોલી.

"અરે! હું હીમતજ કેમ કરી શકું?" તેણે કહયું.

"મારા વ્હાલા, બહાદુર થાવો, માંગો અને મળશે."

તેઓના હાથ, હોઠ અને જીગર મળ્યાં. જેક પણ ખુશીજ થયો.



## વાર્તા એકવીસમી.

# " એક નસીબવંત સંજોગ."



વાંચનાર, આપણી વાર્તાનો નાયક જૉન બ્સંટ એક માવીતરના વ્હાલથી એનશીબ હતો. જેથી તેના એકલા વાલા તેના પીતાજ હતા કે જેવન તેને એવડાં વ્હાલથી ચાહતા હતા. હવે એક સહવારે તેના પીતા તરફથી તેને પત્ર મળ્યું કે હવે તે ફરીથી પરણવાનો વિચાર રાખતો હતો અને તેની પસંદગી વીન્ચેસ્ટર ટેરેસ, કેનસીંગટનમાં રેહતી મીસ કલેરીસ કાલ્ટન ઉપર ઉતરવાથી તેઓ અદરાયાં હતાં માટે તેણે વગર ઢીલે પેહલીજ ટકે તેણીની મુલાકાત લઇને ઓળખાણ પાડવી. આથી તે ઉદાસ તો થયો પણ કરનલ—તેના પીતાનાં તેનાપરના હેતના સબબે તે તેમના હુકમનો અનાદર કરી શકયો નહીં. જેથી તે ત્યાં જવા નીકળ્યો અને કવીન્સ રોડ સ્તેશન ઉપર ઉતરી અડધો કલાક સુધી રવડતાં પણ તેનો કંઇજ દાગ ન લાગ્યાથી તે રસ્તામાંજ ઉભો રહી હસીને બબડયો:—"એ તે શું કહેવાય, અડધો કલાક થયો રખડું છું છતાં રસ્તો મલતો નથી. વળી, રાત પણ

પડી ગઇ છે અને હવ પડે છે જેથી કંઇક દેખાતું નથી. ત્યારે ઘેરજ પાછો ફરૂં ?" તેટલાં એક દીલકશ સુંદરીના અવાજથી તેણે પાછુ ફરીને જોયું અને બોલ્યો "માફ કરજો, બાનુ, પણ તમે મને કંઇ કહયુ ?"

"હાજી, મહેરબાની કરીને મને વીન્ચૅસ્ટર ટૅરૅશ'નો રસ્તો બતાવશો." તેણીએ ધરડી જેવા અવાજથી પુછયુ.

"જી, હું પણ તેજ શોધું છું. 'આંધળો આંધળાને દોરવે' તેવોજ મારો પણ હાલ છે, પણ તમો જો મારી સાથે રહેશો તો આપણે રસ્તો મેળવી શકશું, બાનુ." તેણે હશીને જવાબ દીધો.

"હું તમારી સાથ રેહવા ખુશી છું. એકબી અડડાયા કરૂં તેના કરતાં તમારી કંપનીમાં રેહવાનું વધુ ઠીક થઇ પડશે. ક્રીસ્ટમસની ખરીદી માટેજ હું શેહરમાં ગઇ હતી પણ પાછું ફરતાં મોડું થયાથી મને રસ્તોજ મળતો નથી. ક્વીન્સ રોડ સ્તેશન ઉતરીને અડધો કલાક થયો રવડું છું છતાં કંઇ સમજ પડતી નથીજી" તેણીએ હસીને ખુલાસો કર્યો. "મારૂં બી તેમજ છે. હુંબી તમારીજં ત્રેનમાં મુસાફરી કરતો અત્રે અડધો કલાક થયો રવડું છું" જોને કહયું, અને તેઓ બન્ને હસી પડયાં. જોને વિવેકને ખાતર તેણીના હાથ માંથી થોડાંક બંડલો પોતાના એક હાથમાં લીધાં અને બીજે હાથે તેણીનો નરમ સુવાળો હાથ પકડીને તે મોહલ્લાઓમાં ચાલવા માડયું, પણ થોડુંક ચાલતાં જોનની અજાયબી વચ્ચે તેઓ પાછાં ચકરાવો લઇ ત્યાંજ આવી લાગ્યાથી તે બોલ્યો, " ઓ માઈ ગૉડ ! આ ચાહની દુકાન છોડી ગયાં હતાં છતાં આપણે પાછાં હયાંજ આવ્યાં છીયે. તે આબાદ ભુલભુલામરીનોજ આબાદ ધાટ છે માટે ચાલો

બાનુ આપણે આ ચાહની દુકાનમાં આસાયશ લઇએ તેટલાં વલી દવ ઓછો થશે અને રસ્તોબી મલશે."

"ઓ મૅની થેંક્સ! મનેબી કેટલોવારની ચાહની તલબાજ થઈ આવી છે. હું તેના એક કપ માટેજ તરસ્તી હતી. આહ! ધ કપ ધૅટ ચીયર્ઝ ઑલ! પણ તમે બીચારા મારે ખાતર તમારૂં કંઈ અગત્યનું કામ મુકી દઇને રખે રોકાતા હોવ તેની મને ફીકર લાગે છે," તેણીએ કહયુ.

"મારૂં કામ એટલી બધી જરૂરનું નથી બાનુ; ભલે! તે ખોટી થાય તો કંઇ ફીકર નહીં. હું પોતે ઉદાસ જીગરે બહાર પડયો હતો પણ તમારા મેલાપથી જાણે મારી બધી ઉદાસી નાહશી ગઈ છે. ચાલો, આ દુકાન આવી. ઉપર આવો" જોને કહયું અને તેઓ એક તેબલ આગળ ગોઠવાયાં. તેણીનો આકાર ત્યાંની લાઇટમાં હવે ધ્યાનથી જોતાં જોનને જણાયું કે તેણી સાદી, ભોલા, હસ્મુખા અને મલતાવડા સ્વભાવની હતી જોકે તેણી ઘણી સુંદર નહીં હતી.

"આય નાતાલની સાંજના એક સ્હાસ કર્મ જેવું લાગતું નથી." તેણીએ ચાહ પીતાં હસીને ચલાવ્યું "તેમ વળી આપણુનો નહીં ધારેલો મેલાપ થયો એ શું એક નસીબવંત સંજોગ નથી?"

"ત્યારે હવે દવ ઓછો થઈ થોડા વખતમાં ટૅક્ષીકૅબ ફરવા માંડશે અને આપણે સદાના છુટાં પડશું, તો આપણુની એકમેકની હકીકત કેહવામાં તમુને કંઇ વાંધો છેજી?"

તે હસ્યો અને બોલ્યો "ઓ! જરાબી નહીં. તમારાં મતને હું મળતો છું અને મારી હકીકત હું પેહલે કહીશ. બાળપણમાં હું

એક ગામડાંમાં ઉછર્યો હતો પણ હાલ તો હું શેહરમાં છું. મારા વ્હાલાંઓમાં માત્ર મારા પપાજ છે પણ તેવનથી મને આજે એક વાત લખી અજાયબીમાં છક્ક કરશે એવી મને સ્વપણેથી વક્કી ન હતી. તેવન ફરી પરણવાના છે અને તે લેડીને મુલાકાત આપવા જતાં મને રસ્તો મળતો નથી."

"એમ છે?" તેણીએ કહ્યું "તમારા પપાને તો એક સુખ દુઃખનો સાથી મળશે પણ એ માટે તમુને મુબારકબાદી આપવાને બદલે હું ધારૂં છું તેમ દીલસોજી બતાવી સધ્યારો આપવાનો વખત આવ્યો છે. ખરૂંની?"

"હાજી, એમજ છે" જોને કહ્યું "એક સાવકી માતા મેલવનાં મારા વિચાર પ્રમાણે એક મુર્ખજ મુબારકબાદીની આશા રાખે. તે લેડી બુઢ્ઢી કે જુવાન મુવેલી છે તેથી હું તો હજી જાણતો નથી, પણ એકજ ચીજ માટે હું ખાત્રી પુર્વક છું કે તેણી મારા ભોલા પપાને તેવનના પૈસાને ખાતરજ પરણે છે. મારા પપા એક ભલા બુઢ્ઢાજી છે પણ તેમનો કડક સ્વભાવ બાજે વખત મને પણ સંભાળવો ભારી પડે છે."

તેણી પોતાના હાથની કોણી તેબલ ઉપર ટેકવીને પોતાની બલુ આંખોથી તેને જોતી હતી જે હવે બોલી "મને કેહવા માટે માફ કરજો પણ અનુભવ વગર તમે તમારી સાવકી માતા વિરૂધ્ધ એકદમ મત બાંધી વાજબી કર્યું નથી. કાં તેણી ભલી ન હોય?"

"તેમ હશે, પણ મોટે ભાગે સાવકી માતાઓ સારી નીવડતી નથી તેમ છતાં આપણા મત આપણને મુબારક. આપણે આ અણ-

ગમતી બાબઃ ઉપર અહીંજ પડદો નાખીશું. હવે તમારી વાત કેહશો?" જોને પુછયું

"મને ડર છે, કે તે બીલકુલ રસકસ વગરની છે" તેણીએ હવે ચલાવ્યું "તમે મને તમારૂં નામતો કહયું નથી પણ મારૂં નામતો મીસ કલૅરીસ કાર્લટન છે, કેમ, તમો એટલા બધ્ધા ચોંકયા કાંય.. શું છે?"

"નહીં—નહીં—અં—ક્ંઇ નહીં—હમના ગરમીજ એટલી પડે છે કે—"

જોન ફીકકો પડી અચકાઇને અરધુ મોટે અરધુ મનમાં બબડયો.

અહ! શું ત્યારે તેના પપાની આવ નમુનેદાર 'ચૉઇસ' હતી?

એક બુઢ્ધા તવંગરની બહુજ જુવાન મોહરદાર આ સોનેરી બાલ અને બ્લુ આંખનું એક નિર્દોશ પતપતારો કરતું પટગ્યું હતું? અરેઃ એક સાવકી તરીકે તેણીનાજ મોહડાં ઉપર પોતાનું ખુલ્લું મત આપીને તેણીને કેવી ઉતારી પાડી હતી? જાણે જમીન રસ્તો આપે તો તેમાં તે ગળી જાય એટલો જખવાણો પડી ગયો. પણ પોતાની શરમ છુપાવવા તે ઉઠીને બોલ્યો કેઃ—"બાનુ મારૂં નામ જોન બ્લંટ છે અને હવે દવ કમી થયો છે એટલે ટેક્ષીઓ ફરતી હશે. જેમાંની એકને હું બોલાવી લાઉ છું." કરી એ બાહણે મન ઉપર કાબુ મેળવવા તે બહાર ગયો અને પોતાનું ધડકતું હઇડું શાંત પાડી એક ટેક્ષી બોલાવીને કહયુઃ—"હવે ઉઠશો? એક ટેક્ષી તમુને 'વીન્ચેસ્ટરટેરેસ'માં લઈ જવાને ખોટી છે, બાનુ."

"પણ તમે? તમેબી ત્યાં આવવાના હતાની? આપણો રસ્તો એકજ છે તો શું તમો ત્યાં સાથે નહીં આવશો?" તેણીએ પુછયું.

"નહીજી. હાલ તો મને માફ કરો. આવી મોડી રાત્રે મુલાકાત આપવાનું હવે ઠીક પડશે નહીં. હું હાલ તો પાછો ઘરેજ જઇશ. હું તમુને 'ટેક્ષી' સુધી મુકી આવુ ?" તે બોલ્યો.

"ઓ! ત્યારે તો થેંક્યુ!" ફરી તેણી બોલી અને જઇને ટેક્ષીમાં બેસવા પછી તેનો હાથ હીલવી ઉપકાર માન્યો કે જે વેલા તેણીનો ચેહરો હસ્તો હતો અને આંખોમાં મસ્તી નજર આવતી હતી. "તમારી માયા મહેરબાની માટે હું બહુ ઉપકારી છુ" તેણી બોલી "અને કોણ જાણે હાં આપણે કયારેબી મલશું. સાહેબજી. આ ટકેજ હું આવતી ક્રીસ્ટમશ અને નવું વર્ષ તમુને અસંખ્ય ભલી દુવાઓ સાથે મુબારક ઇચ્છું છું," અને ટેક્ષી ઉપડતાં તેણીએ પાછો પોતાનો રૂમાલ ઉડાર્યો જ્યારે જોન આ થોડાક વખતના સુખના ખુશકારક ખ્યાલોમાં પોતાને રસ્તે પડયો. ક્રીસ્ટમશની સહવારે જોનને તેની સાવકી માતા તરફથી એક પત્ર મળ્યું કે જેમાં તેજ·સાંજે તેણીએ તેને ખાણા ઉપર બોલાવ્યો હતો. પેહલાં તો તાર કે તેલીફોનથી કંઈ બહાણું કાઢીને તે તેડુ નહીં. સ્વીકારવાનો તેનો વિચાર હતો પણ પાછલથી તેને લાગ્યું કે જ્યારે એક સાવકી માતા તરીકેનું મત તેણે બાપોકાર તેણીના મોહડાં ઉપરજ કહી દીધું હતુ ત્યારે તો હવે જાતે જઇનેજ બને તો માફી માગવાની આ ઉત્તમ ટક હતી. તે ત્યાં ગયો. તેણીને ભેટ આપવા માટે વાયોલેટ ફુલોનો એક 'બોકે' તેણે ખરીદયો હતો. ત્યાં જતાં તેણે જોયું કે કલેરીસ તેને માટે ડ્રોઇંગ રૂમમાં ખોટી હતી, જેણીં તેને શેકહેન્ડમાં પોતાનો હાથ આપીને હસીને તાણો મારીને બોલી:—

'ભલે પધાર્યા. જોની ચાહની દુકાનમાં ઓચરેલાં તમારી સાવકી

માતા માટેના ઉતાવળાં મત પછી તમુને અત્રે આવેલા જોઇને અજબ થઇ છું પણ તમારી હીમતને વખાણીને ખરે મને ખુશી છુ".

"હું આશા રાખું છું કે તમો મને મારી બેવકુફી માટે માફ કરશો. ખચીતજ, તે વેળાની મારી વર્તણુક કદીબી માફ ન થઈ શકે એવી હતી; પણ તે વેળાએ મારા પપા ડીયરની 'ચોઇસ'ને મેં નજરે વકીક જોઇ ન હતી. મારી મુબારકબાદી અને દરેક ભલી દુવાઓ આ ફુલોની નજીવી નજર સાથે તમે હવે સ્વીકારશો. ખુદા તમો બન્નેને સદા સુખી અને ખુશી રાખે! "તે બોલ્યો."

"ઓ! થેકંસ! તમો કેવા ભલા છો જોની," તેણી બોલી અને તેણે ભેટ આપેલાં ફુલો પોતાના બાલ અને ગાઉન માટે પસંદ કરવા તેણીએ તેને અરજ કરી અને પોતે તઇયાર થઇને તેનાં 'ઇવનીંગ કોટ'ના કોલરમાં પણ એક ફુલ તેણીએ ખોસ્યું અને તેઓ બન્ને સાથેજ ખાણા ઉપર ગયાં અને સાથેજ બેઠાં અને તેણી બોલી "તમો તમારા અને તમારા પપાને દરેક રીતે મલતા આવતા નથી. ખરૂંની જોની?"

"હાજી, તેમ હશે. પણ હમો મોટે ભાગે દરેક બાબદમાં એક મત થઇએ છીયે" તે બોલ્યો, તેટલાં બારણું ઉઘડયું જે જોઇ ફલેરીસ બોલી.

"ઓ, લેવ માસી માય આવ્યાં. તમે પધાર્યાં ત્યારે તેવન આવ કાર આપવા હાજર ન હતાં. જે માટે તેવન તરફથી દીલગીરી બતાવવા અને ખાણા માટે ખોટી ન થવા મને કહેવામાં આવ્યું હતું. હું ધારૂં છું જોની કે તેવન એવાં ભલાં અને ભોલાં છે કે તમુને જરૂરજ ગમશે."

તે બાનુ દાખલ થતાં અને તે અધોર વયના બાનુને જોઇને જોન માનથી ઓળખ માટે ઉભો થયો. તે બાનુ ઉંચાં, ખુબસુરત. માયાળુ સ્વભાવના અને ચાલીસની ઉમર પસાર કરી ગયલાં હતાં. તેવન જોનને જોઇ, ઓળખી, ખુશી થઇને બોલ્યાં "તું આવ્યો કે, જોની; હું તુને જોની કરીને કહું કેની, દીકરા? તારા બાપને લીધે મારા બેટા, તને જોઈ હું ખરાં દીલથી ખુશી થઇ છું" તેણીએ હરખાઇને જોનનો હાથ પોતાના હાથમાં લીધો.

"હું પણ તમોને જોઇને ઘણોજ ખુશી છુંજી" તે બોલ્યો પણ પોતાના મનમાં તો ગુંચવાયા કીધો કે આ કલેરીસની માસી તેને એટલો હરખભર્યો આવકાર શા માટે આપતી હશે? હવે તે લુચ્ચી છોકરી કલેરીસ ઉઠી અને હસીને બન્નેને ઓળખાણ કરાવી. "આય મારાં માસી કલેરીસ છે, મી૦ બ્લંટ, તેવન ખરેજ ભલાં છે પણ તેવન તે તમને કહે એમ નથી, અને તેવનને મારી પાસેથી ચોરી જવા માટે તમારા પપાનો મારે શી રીતે આભાર માનવો તે હું સમજી શકતી નથી. ગઇ કાલ સુધી તો તમો એમજ માનતા હતા કે તમારી સાવકી તો હુંજ હતી અને તેમ તમને ઠગવા માટે હું થોડીક ચેડી થઇ હોવું તો મને માફ કરજો, કારણ હુશીયારની પુછડી—તમે મરદો—અમો નાજુક જાતિ માટે હમેશ બોલો છો કે "પણ આખર એ અકકલમાં ટાંચાં ગણાય" તો અકકલમાં આખરે કોણ ટાંચું છે તમે હપતા ખપતા—ચોહેરા ચપતા માટીડાઓ કે અમો નમાની, શીયાણી, રાંક તાબેદાર, ભલી અને ભોલી નિર્દોષ નાજુક નારીઓ તે પુરવાર કરવા માટે તેમજ એક બીલકુલ, અંજાણી શાવકી માતા માટેના તમારા વાહીયાત વિચારો અને ટીખા કટીઓથીજ મને

તમને ઠગવાનું કારણ મળ્યું હતું. સમજ્યા? અમા બન્ને માસી ભાણેજના નામ જોકે મળતાં છે ખરાં પણ તે મળતાં નામની મોહ-કાણ અટકાવવા મને બધાં ઘરમા તો 'કલેરા' કરીનેજ બોલાવે છે."

"કલેરા, મારાં બચ્ચાં, જોની સાથે તું એ શું ભેદમાં વાત કરે છે?" તેણીની માસીએ પુછ્યું. પણ તે ઉપર ધ્યાન આપ્યા વગર તેણીએ જોન તરફ જોઇ પાછું લેકચર ચાલુ કર્યું:—"એકંદર રીતે જોતાં તો તમે બાંધેલાં ઉતાવળાં મતનેજ તમારી આ ગુંચવણ આભારી છે. તેથી મારૂં નામ સાંભળી તમે ઝંખવાણા પડી ગયા અને ભોંયમાં ભરાવા વેર તમારો અવતાર થયો તે જોવા હું કાંઇ આંધળી ન હતી અને મનની વેદનાથી તમો પસ્તાઇને ઠેકાણે આવો તેથીજ મેં ભરમ ફોડવાનું ઠીક ધાર્યું નહીં. ટુંકમાં, આ એક નિર્દોશ ગમ્મતજ હતી જે માસીજી હજી સુધી બહાર રહયાથીજ લંબાઈ શકાઈ છે."

"કલેરીસ, તું શું કહે છે, તે હું સમજી શકતી નથી." વળી માસીજીએ વચમાં ઝીપલાવ્યું.

જોન, તે માયાળુ બુઢ્ઢીને આ મસ્તીખોર પોટીને મુઝમાં હસ્તો ટીકતોજ ઉભો. અહ્હ! ત્યારે આ પંખેરૂં તો હજી કોઇએ જીત્યુંજ ન હતું! તેટલાં બહારથી એક મશકેરો અવાજ આવ્યો:-

"લેવ, આપણેબી આવ્યા. અલ્લો દીકરા જોન, તું આવ્યો કે? ભલે આવ્યો! તુને જોઇને, અને મારૂં ફરમાન આટલી બધી ઉતાવળથી બજાવા માટે હું બહુંજ ખુસી થયો છું. તમોને ઓળખાણ કરાવવાની કંઇ જરૂર છે? હું ધારૂં છું કે તારાં મમા, મીસ કલેરીસ તથા

તમો એકમેકની ઓલખાણ કરી ચુકાં છો. મને કેહશે બેટા, કે એ કેમ બન્યું?" તેને પુછ્યું અને વલી મીસ કાલ્ટન, પોતાની થનાર ધણીયાણી, તરફ તેણે જોયું. તેણીએ તેથી નાની મીસ કલેરીસ તરફ જોયું જ્યારે તે મશ્કરીખોર પોરીએ જોન તરફ હસીને જોયું.

"પપા," જોને તે લુચ્ચી પોટ્ટી તરફ જોઈ હસીને કહયું "આ જુંવાન બાનુ તમારાં ધારેલાં ધણીયાણી થઇ મારી ઓલખાણ કરાવી છે અને તેણીને તેવન બહુ ગમે છે તેથી જાણે કે જાણેકે મનેબી એ જુવાન બાનુ ઘણા ગમે છે."

"રાશકલ દુકતા! શું ત્યારે તું તેણીને ચાહે છે" તે બુઢ્ઢાએ હસીને પુછ્યું.

"હા પપા ડીયર, આય કલેરીશ-કલેરા—જેમ તમે કહો તેમ તેવને મલતાં નામની મોહકાણનો લાભ લઈ મારા જેવા બાર હાથ અને બત્રીશ દાંતના મુછાલા મરદને ઠગ્યો છે જેનું દાંસ્તાને દીલરૂબા હું તમુને ખાણા પછી કહીશ."

ટુંકમાં, વાંચનાર, તે બુઢ્ઢાનું અને આ જુવાન જોડું નવાં વરશને દહાડેજ જોડાઇને એક થયું અને એક મેકના પ્યારમાં આજેબી તેઓ સુખીજ છે: સાહેબજી.

# વાર્તા બાવીસમી.

# "કીટીની ક્રીસ્ટમસ."



વાંચનાર, આપણી વાર્તાની નાયકા, કીટી, કમનશીબે માત પીતાના માયાળુ સાહયથી બેનશીબ હોવાથી ભરી સીવીને તથા ટાઇપરાઇટીંગ કરીને પોતાનું ગુજરાન ચલાવતી હતી. તેણીની ખાસ મીત્રા રૅાડની બેહનો હતો કે જેઓ તેણીને ઘણી ચાહતી હતી અને ચાલુ કામ સોંપતી રહી તેનું સારૂં દામ આપતી હતી. તેઓ ક્રીસ્ટમસ ગુજારવા મેનટોન ખાતે ગયાથી પોતોનું પાસેના ગામડાંમાંનું નવું કોટેજ કે જે કીટીએ જોયું વટીક ન હતું તે, તેણીને 'ક્રીસ્ટમશ વીક' ગુજારવા વાપરવા માટે તેની કુંચી મોકલી આપીને જણાવ્યું હતું કે "અમો અમારી મેડ સાથે મેનટોન ખાતે જઇએ છીએ જેથી તું ત્યાં જજે અને ખુશીથી એક અઠવાડીઉં વાપરજે." તેણી ત્યાં ગઇ અને તે મેહલ જેવું' મકાન જોઇને વિચારમાં પડી કે "કેવાં લાયકીવાલાં એ બેહનો છે, કે આવાં મેહલને કોઇ છાલકાં મગજની સ્ત્રીઓ માફક "પેલેશ' નહીં કહેતાં માત્ર "કોટેજ" કહે છે. તેણીએ કુંચી માટે ગજવામાં હાથ નાખ્યો પણ તેમાં નહીં હોવાથી તે મલી નહીં. જેથી રસ્તામાં પડીજ ગઇ હશે એવું અનુમાન કરીને 'હવે શું કરવું તેના વિચારમાં તેણી પડી. બહાર આવીને તે આખું મકાન તેણીએ તંતોસ્યું પણ અંદર જવાનો એકબી રસ્તો તેણીને જણાયો

નહીં. તેણી હીમતવાન હોવાથી પાછલે બારણે ગઈ અને ત્યાં તપાસ કરતાં રાંધણીમાંની એક બારી નોકરની ભુલથી અળગીજ બંધ કરેલી રહી ગયલી જણાતાં તે ઉઘાડી પોતાનો બેગ લઈ તેણી અંદર ગઇ અને રાધણીમાંથી હોલમાં આવી અને ત્યાંનો ભપકો અને શીંગાર જોઇને છક્ક થઇ ગઈ. જમીન ઉપર રંગ બેરંગી સુંદર લાદીઓ જડેલી હતી, જ્યારે સુંદર પીલરો સાથે દીપાયમાન પરદાઓથી તે ઓરડો એક બેહસ્તખાણા જેવો લાગતો હતો. વળી, રાંધણીમાં ચુલો પણ સલગાવેલોજ હતો, જે ઉપર તેણીએ ચાહનું પાણી ગરમ થવા મુકયું. સેડની બેનો તરફથી તેણીને ત્યાંની દરેક ચીજો વાપરવાની છુટ મળેલી હોવાથી તેણીએ કપ સોસર, પ્લેટ અને કાંટા ચમચા વિગેરે બહાર કાઢીને તેબલ ઉપર મુકયા. એક ટરકીબી ત્યાં લટકતું હતું, જ્યારે, પાઊં, માખણ–ઈંદાં, બેકન વિગેરેબી તૈયાર હતું અને તરલ્લા! ત્યાં તો કેડું પ્લમપુડીંગબી તૈયાર હતું! તે શીવાય એક અમીરનાજ ઘેરને છાજતી એટલી બધી ચીજો ત્યાં મોજુદ હતી કે સૅડની બેનો આવા બાદશાહી ઠાઠથી રહેતી હતી તે માટે તેણી અજબ વઠીક થઈ અને તેમના નોકરો એ બધું લઇ કાં નહીં ગયા તે સમજી બી ન શકી, કારણ તેના જેવી એક છોકરી માટે તે હદબહાર હતું. છતાં ખુદાના શુકર કરીને તેણીએ શુંદર ભોજણ બનાવી ખાઇ અને કાફી પણ પી લઇને તે સાંજ તેણીએ દીલખુશ રીતે પસાર કરી અને એક નોવેલ મોડી રાત સુધી વાંચીને તેણી સુવા ગઇ. હજી તો તેણીએ ઉંઘનું પેહેલુ કોપરું જોખ્યું તેટલાં બારણા બહાર કંઈ ખખડાત થયાથી તેણી જાગી ઉઠી અને ચોરની ધાસ્તી થી તેણીનું નાજુક જીગર ધડકવા લાગ્યું. એક મીનીટ પછી જાણે

કંઇ બારી જેવું ઉઘડયુ અને કોઇના ગલાં અંદર આવતાં હોય એમ જણાયું. ત્યાર બાદ થોડોક ખખડાત થયો અને પગલાં પાછાં બહાર જતાં તેણીને સંભલાયા અને ત્યાર પાછી શાંતી વ્યાપી રહી. એ શુ હશે? તેણી કેટલોક વખત સુધી હીલ્યા ચાલ્યા વગરજ પડી રહી, પણ પછી કંઇજ અવાજ નહી સંભલાયાથી તેણીની ફીકર કમી થયાના લીધે અને હાકેલી હોવાથી તેણી ઉંઘાઇ ગઇ અને જ્યારે તેણી જાગી ત્યારે સહવાર થઇ હતી. તેણી ખુદાનું નામ લઇ ઉઠી અને પાછલી ગમનું બારણું ઉઘાડયું. કારણ આગલથી તો તાળું હતું અને ચાહ તૈયાર કરી પાંઉ માખણ ઇંડાં વિગેરેનો નાસ્તો કરી તેબલ કલોઠ પાંઠરી સર્વે ચીજો તેબલ ઉપર ગોઠવી મુકી તેટલાં પાછલી ગમથી એક પુરૂષ દાખલ થયો, જેને જોઇને તેણી પુકારી ઉઠી "મારા ખુદા! તમે અંહી? શું તમેબી રોડની એનોના મીત્ર છો."

"હા, બાનું, અને તમોબી તેઓના મીત્ર છો?" તેણે હસીને પુછ્યું.

"હાજી. તેઓ બીચારાં મુજપર એટલાં બધાં માયાલુ થયાં કે નાતાલ માટે પોતાનો આ બંગલોજ મને વાપરવા આપ્યો. તેઓ હાલ મૅનટોન ખાતે ગયાં છે જયારે હું અહીં એકલીજ છું અને તે વાતના અંજાણપણામાંજ તમે અંહીં આવ્યા હશો." તેણીએ કહયું.

"હા બાનુ, તેમજ છે. તેઓ બહાર ગયાં છે એ, હું જાણતો ન હતો. વલી, હુ પોતેબી બહાર ગામજ હતો. મને ડર છે, બાનુ, કે મારા એકાએક આવ્યાથી તમો બીચારાં બીધાં હશો." તેણે જવાબ વાલ્યો.

"હાજી, તેનું કંઇ નહીં" તેણીએ કહયું "પણ તમેજી આગ-લીગમ ફેરોખાઇ પાછલીજ ગમથી આવ્યા હશો કારણ મેં રોડનીવાલાંએ મોકલેલી આગલાં બારણાની કુંચી ખોહેલી હોવાથી કાલે મને રાંધણી માંની એક બારીને આસરે લઇને અંદર આવવુ પડયું હતું."

"શું તમો કાલના અત્રે આવેલાં છો?" તેણે અજાયબીથી પુછયું.

"હાજી, પણ હું એકલી રેહતાં ઝાઝું બીહતી નથી તો જો કે રાતે કોઇના ખખડાત અને પગલાંથી બહુ બીધી હતી જેનું કારણ જણાતુ નથી જેથી મેં વખતે સ્વપણો બી જોયો હોય," તેણીએ ખુલાશો કર્યો અને હસીને ચલાવ્યું "પણ બધી વાત રેહવા દઇને આજે આપણે એકમેકને આંનંદી ક્રીસ્ટમસ ઇચ્છીશું અને જ્યારે તમો રોડની બેનો સાથે તો નાસ્તો લેતેજ કેની તો તે મારી સાથે લેવામાં કંઇ અડચણ છેજી?"

"ઓ! થેંકસ! તે મારે માટે સર્વથી સરસ મોજ થઇ પડશે." તે બોલ્યો "મેન્શન નૉટ. નાસ્તો તૈયાર છેજી. મારૂં નામ કીતી બ્રાઉન છે અને હું રોડની બેનોનું રાઇટીંગ અને ભરવા શીવવાનું કામ કરૂં છુ.

તેણીએ કહયું, અને તેઓ બન્ને નાસ્તા ઉપર બેઠાં.

"મારૂં નામ લેંગાર્ડ છે, બાનુ" તે નમીને બોલ્યો.

"પેલા નામાંકીત અને નહીં જણાયલા દેશો શોધી કાઢવાનું અનુપમ માન મેળવનાર અઠંગ મુસાફર જેમ્સ "લેંગાર્ડ, કે જેમની દરેક ચોપડીઓ મારા પીતા સાથે અમો મોજથી વાંચતાં હતાં તેના

તમો કંઇ સગા થાવ છો?" તેણીએ પુછ્યું.

"હા, અમો થોડીક સગાઈ ધરાવીએ છીયે, તો જોકે તે પણ એક સાધારણ માણસ છે." તેણે કહ્યું.

"અમારા માનીતા મુસાફરને તમારે એમ કહીને ઉતારી પાડવા ન જોઇએ. વારૂં, આ 'ક્રીસ્ટમસ–વીક' ગુજારવા માટે તમે કંઇપણ યોજના કરી છે કે?" તેણીએ પુછ્યું.

"કંઇજ નહીં, બાનુ" તેણે જવાબ વાળ્યો.

"તો અત્રે દરેક ચીજો પુરતા જથ્થામાં પડી છે કે જે મારે માટે ઘણીજ છે"

તેણીએ કહયું પણ તેણે કંઈ જવાબ ન વાળ્યાથી ફ્રીટીએ પોતાના ધંધાને લગતી વાતો કરવા માંડી જે સાંભળીને તે બોલ્યો "તમો લંડન પાછાં જાવ ત્યારે મારૂં થોડુંક ટાઇપરાઇટીંગ કરશો?" શુ રોડની બેનોનું કામ તમારો આખોજ દીવસ રોકે છે?"

"ઓ! નહીં—નહીં." તેણીએ કહ્યું અને તેઓએ તે આખો દીન સાથેજ ગુજાર્યો. સાંજે તે જવા નીકળ્યો જ્યારે ફ્રીટીને લાગ્યું કે તેના વગર આ મકાન હવે તેણીને એકાંત લાગશે. અત્રે જણાવવાની જરૂર છે કે નાસ્તો ખાવા પછી બાગના માલી પાસે તેણે આગલું બારણું કુંચીઓ લગાડીને ઉઘડાવ્યું હતું જે રસ્તેજ હવે તે જવા નીકળ્યો પણ કંપાઉન્ડ વેર બરફ આવેલું જોઈ તેણી બોલી "તમો કેમ જઈ શકશો? થોભી જાવો."

"કંઈ નહીં. મારે જવુંજ જોઇએ. હું તેમાંથી પસાર થઇશ અને સહવારે તમને મલવા આવીશ. સાહેબજી" તેણે કહયું અને

તેઓ છુટાં પડયાં. રાત્રે ઉંઘમાં પણ કીટીને તે પુરૂષનાજ ખુશ ખ્યાલો આવ્યા કીધા પણ બરફમાંથી મોકલવા માટે તેણીએ મનમાં ચતપત કર્યા કીધી કેઃ—તે સલામત ગયો હશે? રખે તેને કંઈ અકસ્માત થયો હોય! તે સહવારે આવશે? વીગેરે.

બીજે દીને સહવારે તેનું પત્ર તેણીને મળ્યું જેમાં તેણીનું લંડનનું શીરનામું તેણે મંગાવ્યું હતું જે તેણીએ ખુશીથી મોકલ્યું. તેણીએ તે અઠવાડીઉં આનંદમાંજ પસાર કર્યું અને ઘરે પાછા ફરીને બીજે દીને રોડની બેનો પર ઉપકાર પત્ર લખવા બેઠી તેટલાં તો ટપાલવાલો આવ્યો અને એક પત્ર તથા એક ફોટોનું રેજીસ્ટર્ડ કવર તેણીને આપ્યું જે પત્ર ઉખેડીને તેણીએ નીચે મુજબ વાંચ્યું. "વ્હાલી કીટી.

આ સાથે અમારાં નાનાં કોટેજનો ફોટો મોકલ્યો છે કે જેમાં તું પુરતી મજાહ કરી તુર્તનીજ પાછી આવી છે અને આશા છે કે ત્યાં તુને થીક પડયું હશે. મારા નોકરોથી મેં જાણ્યું કે તેઓ માત્ર ત્યાં ચાહ અને ખાંડજ રાખી આવ્યા હતા જેથી ક્રીશટમસ ગુજાર વા માટેની બધીજ ચીજો તુંને ખરીદવી પડી હશે. વલી, તેં સર જેમ્સ લેંગાર્ડનો બાદશાહી મેહલ પણ તેં જોયોજ હશે. તે બહાર કરતાં અંદરથી તો એક ખરેજ બેહસ્ત ખાણુંજ છે, અને તે ઓરીયંટલ ધબ ઉપર બાંધીને ફાંકડી રીતે સીંગારવામાં આવ્યું છે. અમો એ સર જેમ્સને સારી રીતે ઓળખીએ છીયે પણ વરસો થયાં મુસાફરી ઉપર ગયલો તે હજી પાછો ફર્યોજ નથી તો જો કે તેના માણસોને તેનો ચકરમ શેઠ કોઈબી ઘડીએ ઓચીંતો આવી લાગશે તે માટે તઇયારી રાખવાના હુકમો આગળથી મલી ચુકેલા હોવાથી તેઓ તો આ મહેલ જેવાં મકાનને સર્વે ચીજોથી તઇયારજ રાખે છે. તે ઘણો સરસ આદમી છે અને જેવો ગજવે તવંગર છે તેવો

જ ગરીબો તરફ દીલનો માયાળુ અને ઉદાર છે. તારૂં કમનસીબ કે તું તેને મલી નહી. બાકી તું ત્યાં હોતે તોબી તુંને તેને મલવાના ચાન્સ ઘણાજ ઓછા હતા કારણ જેમ તું કુંવારી છે તેમ તે બી હજી પરણ્યોજ નથી." આ વાંચી પેલો કોટેજનો ફોટો જોતાં ફીકકી પડી ગઇ.

"ઓ! કેવું ભયાનક!" તેણી બબડી. તેટલાં બારણુ ઉઘડયું અને તેણીનો તે દીનનો પરોણો મી૦ લેંગાર્ડ અંદર આવ્યો અને નમીને બોલ્યો:—"હું આ થોડુંક ટાઇપીંગ—વર્ક લાવ્યો છું, મીસ."

"ઓ! તમે હીમતજ કેમ કરી શકયા!" તેણીએ અફસોસથી ધમધમી આવેલા ગાલોથી શરમાઇને પુછ્યું.

"એટલે, શા માટે બાનું, ? " તેણે અંજાણી અજ્મા થઇને પુછ્યું.

હું રાઇટીંગ—વર્ક માટે કેહતી નથી—પણ પણ રૉડની એનોના હાલજ મલેલા પત્રથી મેં બધુ હમનાજ જાણ્યું કે તમોજ કેહા મહાન મુસાફર સર જેમ્સ લેંગાર્ડ છો જ્યારે આ બાદશાહી મેહલ પણ તમારોજ હતો કે જેમાં હું નફ્ફત નાંકે મોજ કરી આવી.

ખરેજ મેં બહુજ ખોટું પગલું ભર્યું. જો મેં કુંચી ખોળી ન હતે તો આવું કદી બી ન થતે. પણ દરેક ચીજો મારી વિરૂધ્ધ હતી. બરફના કારણે હું મોહલ્લો તથા ઘર બરાબર જોઇ ન શકી અને સ્વપણે બી વકકી ન રાખેલી આ ભયંકર ભુલ મેં કરી. વળી તમારોજ ખોરાક ખાઇને તમુનેજ મેં ઘરની બહાર વટીક રાખ્યા, જ્યારે તમો તે માટે એક શબ્દબી બોલ્યા નહીં. અરે! એ મારે માટે કેવૂં શરમ ભરેલું અને ધાટકી કહેવાય? " તેણીએ અફસોસ કર્યો.

"હું ઘાટકી થવા માંગતોજ ન 'હતો, તેમ છતાં પણ મેં કંઇ મુર્ખાઇ ભર્યું કર્યું હોય તો મને માફ કરજો" તે બોલ્યો.

"તમુને માફ કરૂં, કાંય? શામાટે? અરે! એવા અનકા હવે છેકજ કરીને મને હવે વધુ ના શરમાવો. એમ કેમ બન્યુ કે મારી ભુલ બતાવવા ત્યાં કોઇ નોકરબી ન હતો?"

"સાંભલો. મારા નોકરે મારે માટે દરેક તૈયારી કર્યા બાદ તેનેં ત્રીસ માઇલિ દુરના તેના ઘેરથી તાકીદનું તેડું આવ્યું અને મારૂ આવવું અચોકસજ માની અને એકજ દહાડા માટે જનાર હોવાથી તે કુંચી પણ સાથેજ લઇ ઉપડી ગયો પણ તે ત્યાં સીક પડગો અને બરફ પડવાથી કોઇ બીજાનેબી કુંચી આપી મોકલી ન શકગો કે જેથી મારે વટીક પાછલી બારીની સાંકળ તોડીનેજ અંદર આવવું પડયું કે જે માટે મેં તેને મનમાં ગાળો દીધી હતી." તેણે ખુલાશો કર્યો.

"ઓ ખુદા! ત્યારે તમેજ તે રાત્રે એક ચોરની અદાથી અંદર આવ્યા હતા?" તેણીએ પુછ્યું.

"હાજી, પણ બાનુને લગતી ચીજો નીચે જોઇ ત્થા તમારા ઓરડામાં બતી બળતી જોઇ મારા ઓરડામાં મારો પગ મુકી હું તુર્ત બહાર ધીમે પગલે નીકલી પડગો અને બાકીની રાત એક હૉટલમાં કાઢી અને સહવારે નાસ્તા વખતેજ આવ્યો કે તમે અટકળ પણ ન કરી શકો "તેણે ખુલાશો કીધો."

"વારૂં, ત્યારે બીજી સહવારેજ મને ભુલ બતાવી રોડની કોટેજમાં મુકી કાંય નહીં આયા કે જે હજુબી મારા બાગમાં થીક થતે" તેણીએ કહયું.

"ખરૂં, પણ તેથી મને જે આનંદ થયો તે તો નહીંજ થતે કે ની? અને ફરીબી એવી ભુલ તમારા બાબમાં હું નહીંજ સુધારૂં સમજ્યાં?" તેણે કહયું.

"કાંય વારૂં?" તેણીએ પુછ્યું.

"મને તે કેહનાં શર લાગેમ છે' તેણી હસીને કહયું.

"તોબી, કંઈ સમજ પાડશો?" તેણીએ અધીરાઇથી પુછ્યું.

"કારણ, તમારા જેવી ભોળી, સાદી, સદગુણી, હસમુખી અને મેહનતુ એક દીલકશ સુંદરીને જોતાંજ હું પેહલીજ નજરે પ્યારમાં પડયો અને તમારી ભુલ બતાવવા મને નહીંજ ગમ્યું તો તમો આ ગરીબ રખડેલ મુસાફર સાથે તમારૂં ભવિષ્ય જોડશો? તમને જોયા પછી ખરૂંજ માનજો કે તમે મારાં મગજમાંથી ખસ્તાંજ નથી" તેણે ખરાં દીલથી માગણી કરી.

"ઓ? રખડેલ મુસાફર શા માટે? તમો જેવા મારા બચપણથીજ માનીના મુસાફરને હું પણ તમને મલી ત્યારથીજ ચાહું છું. પેહલીજ મુલાકાતમાં તમુને છોડતાં મારાં નાજુક જીગર ઉપર જાણે છરીજ ફરી હતી. વલી, એક મહાન નામાંકીત અને નાઇટની ધણીયાણી થવાનું કંઇ સર્વેનાજ ભાગ્યમાં સરજેલું હોતું નથી." તેણીએ હરખથી ઉભરાતી છાતીએ ઓસ્કારને જવાબ દીધો.

"ડારલીંગ, તું બી મને ચાહે છે. ખુદાનો આભાર" ને તેણીને છાતી સરસી ચાંપી તેણીના કપાળ ઉપર પાક પ્રેમનું પવિત્ર ચૌસ કરી બોલ્યો.

"આહ! આપણે રોડની બેનોનાંજ આ જોડાણ માટે આભારી

છીયે" તેણી બોલી અને તેઓ ટુંક વખતમાં પરણીને સુખીજ થયાં.



# વાર્તા તેવીસમી.

# ગુમ થયલા બેબી.



'ફ્રેસ્ટરન કલબ'માં ખાનાની ટેબલપર બે જુવાન મીત્રો તરેહવાર સ્વાદીષ્ટ ડીશોને બરાબર ઇનસાફ આપતા, આપસ આપસમાં ખુશ ખુશાલ ટાહેલાં મારતા બેઠા હતા. તેમાંનો એક જે તેના સાથીનીજ ઉમરનો, પણ જરા વધુ દેખાવલો હતો, તે એક અપંગ મુસાફર હતો, ને એટલી ટુંક ઉમરમાંજ તે જે રીતે અનુભવથી ધડાઇ ટીપાઇને બાહોશ, કડેલ, ને ચંચલ બન્યો હતો, તે મોટે ભાગે તેના મુસાફરી પ્રત્યેના, અણહદ શોખનેજ આભારી હતુ, એમ તે પોતેજ ઘણી ફીકમઇથી પોતાના મીત્રોને જણાવતો હતો.

તેનું નામ 'ડીકન્સ સ્મીથ' હતું. ને અત્યારેબી તે થોડાજ દહાડાનો એવીજ એકાદ લાંબી ત્રીપથી પાછો ફરેલો, પોતાની તે મુસાફરીનુંજ બ્યાન વીહસ્કી સોડાના સહડકા ભરતાં પોતાના જાણી મીત્રને કહી સંભળાવતો હતો. જયારે તેનો મીત્ર 'વીન્ટર સોમર' તેનીજ ઉમરનો, પણ જરા સાંવલા ચહેરાનો ગબરૂ જવાન હતો. તે આપબળથી આગળ વધેલો એક અચ્છો નોવેલીસ્ટ હતો, ને પોતાની ચંચલાઇ ને

બાહોશીથી, એ લાઇનમાં તે ઘણી સારી નામના મેળવ્યો જતો હતો. જ્યારે હમણાંની પોતાના દોસ્તની મુસાફરીનો હેવાલ, જો તે (નવાનું ટકા ચઢાવીને) લખે, તો તે કેવો રસીલો થઇ પડે, ને વલી પોતાની કીર્તીની કલગીરમાં એક વધુ પીછું ઉમેરવાનું કેવુ સહેલું થઈ પડે, તેના ખુશ સ્વપના (વીહસકીના ગ્લાસમાં) જોતો, તે ઘણાજ ધ્યાનથી ડીકનો હેવાલ સાંભળતો હતો. જોકે તે બંને મીત્રો પોતાની વાતમાં ઘણા મશગુલ હતા, તો પણ તેઓ પોતાની આસપાસ શું બને છે, તે નહી જોવા જેટલા તો બેધ્યાન નહીંજ હતા. ડીક લગભગ પોતાનો હેવાલ સમાપ્ત કરી રહયો હતો, જેવામાં તે ડાઈનીંગ રૂમમાં એક સીધો પતળો આકાર નીચી મુડીએ ચાલી આવી, તે રૂમના એક એકાંત ખુણામાં આવેલી અલાહેદી ટેબલપર જઇ ગોઠવાયો, કે ડીકની નજર તે તરફ ખેંચાઈ. તે નવો આવનાર દેખાતો એક મધ્ય ઉમરનો આસામી હતો, પણ નાદુરસ્તીથી હોય, યા તો કોઇ પ્રકારની ચાલુ ચીંતાથી હોય, પણ એટલું તો ખરૂં કે તેનો ડાચાં બેઠેલો ચહેરો, તથા તેના માથાના વાળ, તેની ખરી મુદત કરતાં વહેલાજ સફેદ થઇ જઇ, જોનારને તેની ખરી ઉમર માટે વમાસણમાં નાંખતા હતા. તો પણ તેના સામરા દેખાવ પરથી વગર શકે તેનું ગ્રહસ્થપણું, જોનારને ખુલ્લું નજર પડતું. ના, એટલુંજ નહી, પણ જ્યારે જ્યારે કંઇ દુખભરી યાદોથી, તેનુ બરફ સમાન સફેદ બાલો સાથનું ભરાવદાર માથું નીચે ઝુમઇ પડ્યું, ત્યારે તેની તે ગમખ્વાર અદા જોનારને તેના પ્રત્યે દયાભેગી વખાણનીજ લાગણીથી લલચાવતી ને તેવીજ કોઇ લાગણીની અસર તલે, આપણી આ વાર્તાનો નાયક જવાન ડીક પણ અજાયબીથી તે આકારને ટીકી રહયો હતો, પણ જેમ તે તેને વધારે જોતો, તેમ તે કોણ હશે તે જાણુવાની

આતુરતા ઘણીવાર તેનાથી તામેશ નહી થઇ શકવાથી તેણે તે માટે પોતાના સાથીને સવાલ કીધો કે:—

"વીન્ટર, એ કોણ હશે, તું એને ઓળખેછ કે?" ડીકે પુછયું.

"શું તું એમ કહેવા માંગેછ ડીકી, કે તું સર ગોર્ડન ત્રેફ્ડને આગળ કદી મલ્યોજ નથી?" વીન્ટરે વળતી અજાયબીથી ડોળા ઉંચે ચઢાવી દેતાં પુછયું. જાણે એવું કહેવા માંગતો હોય, કે સર ગોર્ડનને રસ્તેના દરેક આદમીએ ઓળખવોજ જોઇએ.

"હા, મેં એને આગળ બે ત્રણ વાર જુદે જુદે ઠેકાણે જોયોછ ખરો, પણ તે બધી વખત એની સાથ વાત કરવું તો બાજુ રહયું, પણ આજ સુધી હું એના નામથીબી અંજાણ હુતો. જે મેં હમણાજ પહેલ વહેલું તારે મોંઢેથી સાંભલ્યું, પણ દર વખત મને એનામા કંઇને કંઈ ભેદભરમ જેવું લાગ્યાજ કરેછ અને એ શું હયાંનો મેમ્બર છે કે?" તેણે હજી પોતાની નજર તે બુઢા પરજ ટીકેલી રાખી પુછયું.

"હા, એ મેમ્બર છે ખરો, પણ એ હયાં લાંબે લાંબેજ વખતે નજર પડેછ. કેમજે તારીજ માફક એબી એક મોટો મુસાફર છે. ને ફકત તુંનેજ બાદ કરતાં મારે કહેવુ જોઇએ કે અત્રે હાજર રહેલા દરેક આદમી કરતાં પુર્વના મુલકો માટે સર્વથી બહોળું જ્ઞાન ધરાવેછ. વળી એ પૈસેબી ગબ્બર છે, પણ ઘણોજ એકાંત રહેછ, અને ઝાઝા મીત્રોબી કરતો નથી." આવી રીતે વીન્ટર સર ગોર્ડન માટે ડીકને કંઇક ઉપરટપકેનો ખ્યાલ આપતો હતો, જેવામાં તેજ આકારને એક ટેબલ પરથી ઉઠતાં જોઈ. તે ચુપ થઈ ગયો. વાંચનાર, હવે આપણે તેનું નામ જાણી લીધેલું હોવાથી હવે પછી તેને એજ

નામથી બોલાવશું. સર ગોર્ડનને તે બંન્નેની ટેબલ આગળથી થઇ-નેજ દરવાજા તરફ જવાનું હતું. માટે તેમની ટેબલ આગળ આવતાંજ તેણે એકાએક પોતાના ખ્યાલમાંથી ચમકી સેહેજ ઉંચું જોયું, કે તેજ પળ ડીકની ને તેની નજર એક થતાં, તે કાળી મોટી આંખમાં જડ ઘાલી બેઠેલી અસાધારણ ઉંડી ગમગીનીનો ખુલ્લો પડછાયો જોઇ ડીક ચકિત થઇ ગયો. તેણે આગળ કદીપણ એટલીબધી હદ સુધીની ગમખ્વાર લાગણી ભરી આંખો જોઇ હતી નહી. આહ! તે આંખો, કે જેના ઉંડાણુંમાં, એક ચીજને માટે લાંબો વખત સુધી ખંતથી શોધ કરવા છતાં, તે નહી મળવા માટેની ખુલ્લી નીષ્ફળતા નીરાશા, અને દલગીરીની ભારોભાર લાગણી સાથ, હજીબી તે ગુમા-યલી ચીજ માટેની નહી માપ થઇ શકે તેવી ચાલુ ટગરનો પ્રકાશ જોનારને એ ઘડી છક કરી નાંખવાને પુરતો હતો.

સર ગોર્ડને વીન્ટરને ઓળખ્યો, અને તેની સલામના જવાબમાં સહેજ ડોકું નમાવી બીજીજ પળે તે ગમગીન અદાથી ત્યાંથી ચાલતો થયો. તેના જવાપછી 'થોડેવારે તેઓ પણ તે કલબમાંથી બહાર પડયા, ને થોડે જતાં એકાએક ડીકે વીન્ટરને તે જે બધુ સંગ્રહસ્થાન પરદેશથી વ્હોરી લાવ્યો હતો, તે હમણાજ જોઈ જવાની ઓંહસ કીધી ને તેની ઓફરને માન આપી, તે બન્ને મીત્રો હાથમાં હાથ ભેરવી એકવાર પાછું દોસ્તાને દીલરૂબા ચલાવતા, ડીકને ત્યાં જઇ પુગા. જ્યારે અજબ જેવું કે તે આખો વખત વીન્ટર કંઇ ઘણોજ વીચારવંત, ને ચુપ રહયો હતો. પણ જ્યારે તે નવઇભરી ચીજોની બારીક તપાસ પુરી કરી, તે બન્ને એકવાર પાછા વીહસ્કી સોડા સાથ નચીંતે સીગરેટ ફુંકતા એકાંત પડયા, કે તરતજ વીન્ટરે પોતાના મનમાં ઘોળાયા કરતી વાતને રસ્તો આપ્યો, જે સર ગોર્ડ-

નનેજ લગતી હોવાથી, ડીક તે ઘણા ધ્યાનથી ઉલટભર સાંભળતો બેઠો, ને વાંચનાર, તે વાત સાથ આપણી આ વાર્તાને ઘાડો સંબંધ હોવાથી તે ગમખ્વાર પણ લગાર લંબાણ કીસ્સો વાંચતાં કંટાલો નહી ખાતાં, તે ધીરજથીજ વાંચી લેવાની ભલામણ કરીશ. તેણે એક ખંખાર મારી શરૂ કીધું.—

"જોની, ડીક, હું એ સર ગોરડનનો હેવાલ લગાર લંબાણથી તને કહી સંભલાઉં. જે હું ધારૂંછ કે તને ઘણો ગમશે. હું તુંને તે કલબમાંજ કહેતે, પણ તે જગા મને ડીક નહી લાગી ને વળી તે તુંને કહેવો કે કેમ તે માટે પણ હું જરા ઘચુપચુ હતો. પણ હવે સાંભળ અને વચ્ચે ડીસટર્બ નહી કરતાં છેક સેવટેજ મને તારૂં મત આપજે." હયાં વળી ડીકની અધીરઈ વચ્ચે વીન્ટર એક ટકોરો ચઢાવી, ગળું બરાબર સાફ કરવા થોભ્યો, પછી જરાવારે ચલાવ્યું.

"હું એને ઘણો સારી રીતે ઓળખુંછ, જો કે હમણા હમણા એ ફકત એક ડોકીના લહેકાનીજ મારાપર નવાજેશ કરેચ તો શું થયું, પણ આગળતો હમો મીત્ર તરીકે બંન્ને સાથેજ હેરો ગામમાં રહેતા હતા જ્યાં એ ઘણો લોકપ્રીય થઇ પડયો હતો ત્યાર પછી ઓક્ષફર્ડ ખાતેબી હમો સાથેજ હતા, ને ત્યાંબી એ પોતાની લેહરી ખાસ્યતથી બધાનો ઘણો માનીતો હતો. જ્યારે એ બાવીસેક વરસનો થયો, ત્યારે એને બાપીકી મીલકત અને ખેતાબનો વારસો મલ્યો અને હમો બધાંએ તો એમજ ધાર્યું જરૂર કોઈ મોટે ખાંચરેની બાનુ એને પોતાના છટકામાં સપડાવશે, પણ હમારી અજાયબી ને ખુદ એના કુટુંબની કરાછ વચ્ચે એ તો એક પરદેશી બાનુના પ્યારમાં પડયો, અને તેબી વળી એક માતબર ટરકીશ

વેપારીની બેટી હતી કે જેનો પીના પોતાના સુલતાનની કંઇક ખફતરાજીમાં આવી ગયલો હોવાથી લંડન ખાતે પોતાની ખુબસુરત બેટી સાથ આવી વસ્યો હતો. હું તેમના નામ ભુલી ગયો છું પણ ખચીતજ તેણી એક વખાણવા લાયક 'ઓરીયનતલ' બ્યુટીજ હતી. હવે થયું એમ કે બાપડા ગોર્ડનનો એક હરીફને તેબી વળી તે છોકરીનીજ જાતનો હતો, જેબી તે છોકરીને લાંબો વખત થયાં આંધળા પ્યારથી ચાહતો હતો. તેબી એક ઘણો ખુબસુરત અને જો કે સુધરેલો ગબરૂ જવાન હતો પણ તોબી તેનામાં કોઇ કાઈ વાર એક જાતનું જંગલી હેવાન્યતપણું ખુલ્લું નજર આવતું હતું. હવે ડીકી તું જાણતો તો હશે કે એ જાતના લોક શું પ્યાર, કે ધીક્કારમાં સેવટ સુધી કેવાં સાચ્ચાં રહેછ?" ને અત્રે ડીકીએ હાકારમાં પાનછેરયું હલાવતાં તેણે વધાર્યું. "ત્યારે હવે ટુંકમાંજ કહું છું. કે જો ગોર્ડન વચ્ચે નહીં ફુટી નીકલ્યો હતે, તો જરૂર તે જવાન તે છોકરી સાથ ખુદ તેણીના પપાની રાજીખુશીથીજ ગોઠવાઇ ગયો હતે.

પણ હવે પાસો ઉલટઈ ગયો, ને તે છોકરીએ તો ખુદ ગેરડનનેજ પસંદ કરી, થોડાજ વખતમાં તેની સાથ પરણી બી ગઈ. જ્યારપછી તેઓ હેમ્પશાયર જઇ વસ્યાં, અને તેઓ ઘણા સુખ અને આનંદમાં રહેવા લાગ્યાં જ્યાં વળી તેમની મહેરબાનીથી એ ત્રણ વખત મેં તેમની માયાળુ પરોણાગત પણ ચાખી હતી. છેલ્લી વેળા જ્યારે હું ત્યાં ગયો, ત્યારે લેડી ત્રેફડ એક ખુબસુરત બાલક બેટીના જન્મ પછી કંઇ નહી સમજાય તેવી ધીમી પણ ચાલુ બેકરારીથી પીલાતી હતી. શરૂઆતમાં તો ડોકટરોએ કંઇ ધાસ્તી જેવુ ન જોતાં તેને ફકત એક સાધારણ નબળાઇનુંજ રૂપ આપ્યું, પણ આખરે એક

હુસ્યાર ડોકટરે ખરૂં કારણ પારખી કાઢ્યું ને તે એજ કે ખરેખર તો તેણી પોતાની માતૃભુમી ને ત્યાંની ગરમ આંબોહવા માટે એક મરતાં માણુસની માફક એક સરખી ચાલુ ટગર ધરી રાખવાથી, તેણી દીનપરદીન નબળી પડતી હતી. ને બનવા જોગ હતું કે—"

ને હયાં વળી ડીકને અડકવડક થયાથી તેણે વચ્ચે હોમાવ્યું. "હા, બરાબર છે. એ પુર્વ તરફના તેડાં યાને વહાલાં વતન માટે તેમને એક જાતની નહી દુર થઈ શકાય તેવી લાગણી ચોકકસ મુદ્દતે થયા વગર રહેતી નથી ને તે હું બરાબર સમજુંછ કેમજે હું એક ઈંગલીશમેન છતાં મેં તેવી લાગણી અનુભવી છે. ને જો કે આપણ પશ્ચિમના લોક ઘણી સહેલથી તેવી લાગણીને દાબી શકયેછ, પણ એ લોક માટે તેવી ઇચ્છા ઘણીજ જોરાવર રહી ઘણાક દાખલામાં તો સીધ્ધો ઘોરનોજ રસ્તો પુરવાર થાયછ." ડીકે સમજ આપી.

"ખરેખર તેમજ હોવું જોઇએ, ને ત્યારે એકથી અનેક જગાની હવા ફેર છતાં, લેડી ત્રેફડને ત્યાંના હવાપાણી માફક નહી આવ્યાં તેમાં નવઇ નહીં. ને તેથીજ આખરે ડોકટરની સલાહથી, ગોરડન પોતાની બાનુ અને બેટીને લઇ તે તરફની લાંબી મુસાફરીએ ઉપડી ગયો. તેઓએ 'સ્મીરના' કે જ્યાં ધારવા મેસે લેડી ત્રેફડનો જન્મ થયો હતો, ત્યાં મુકામ કીધો, કે ત્યાં જતાંજ ચમતકારીક રીતે તેણીમાં મનમાનતો ફેરફાર થઇ ગયો, તેથી ત્રેફડે લાંબો વખત ત્યાંજ થોભી જવાનું દરૂસ્ત ધાર્યું, ને એકવાર પાછા તેઓ અપાર સુખમાં ખુશાલ અને આનંદી બની રહયાં. પણ અફસોસ કે મોટે ભાગે જેમ બનતું આવેછ તેમ તે સુખી ઘર પર ઓચીંતો આફત રૂપી બંબગોળો ફાટો, કે જેના ઓચીંતા શોક અને કાતીલ ફટકાથી તે સુખી ઘર ફરી પાછુ હસ્તું રમતું ખુશાલ બનવા પામ્યુંજ નહીં.

કેમજે તે સુખી ઘરનો વાજતો ઘુંઘરો, તે માતાની મગરૂરી ને તે કમનસીબ પીતાની આંખોની રોશની, તે ખુબસુરત બાળકી, અને તેણીની નર્સ, કે જે ગ્રીક દેશની હતી, ને જેને આંધળા વીશ્વાસથી તે માતપીતાએ પોતાની બેટીનો હવાલો સોંપ્યો હતો, તેણી તે બચ્ચા સાથેજ એક દહાડે બપોરે એકાએક ગુમ થઇ ગઇ. તેઓ છેલ્લાં ત્યાંની બજારમાં ચાલતાં જણાંયાં હતાં, પણ પછી તેમનું શું થયું. તે કોઇ કહી શકયું નહી. ને દુખથી ઘેલા જેવા થયલા સર ગોર્ડને ત્યાંની પોલીસ, ને ખુદ ત્યાંના સુલતાનની મદદથી, જર કે જેહમતની કશી વાણ કર્યા વગર શોધ ચલાવી, પણ ફોકટ આજ સુધી તેમનો પત્તો લાગ્યો નથી, ગોયા ઘરતીજ તેમને એકાએક ગળી ગઇ હોય તેમ થયું. જ્યારે તે કમનસીબ માતા તે એક પુરાં બચ્ચાંને ખોવાના ખ્યાલથીજ મેડ થઇ જઇ, બે માસમાંજ આ જાહાનથી કુચ કરી ગઇ, જ્યારે તે નવા કાતીલ ફટકાથી ગોર્ડન તો પોતાની મોજશોખ પર પુરોજ મુકી, ફકત તે બેટીનેજ મેળવવાની ખાલી આશામાં એકાંત, કુંજરો અને ગમગીન જેવો ત્યારપછી ભટકતીજ જીંદગી લઇ બેઠોછ. એનો એ ગમ દુર કરવા વારા ફરતી એના મીત્રોએ ઘણુંબી કરી જોયું, પણ ફોકટ. ખરેજ તે બનાવ પછી ખુશાલી શું ચીજ છે, તે તો એ ગોયા ભુલીજ ગયોછ, ને બાપડો દીન ઉગતે વધુ ને વધુજ ગમગીન, ને ઉદાસ બનતો જાયછ. ગોયા તેની આગલી જીંદગીના સુખી વરસો પર આફત, ને ગમનો શીહા પરદો ઉતારી, જમાનો એ મીત્ર સાથ ઘણી ઘાતકી મશકેરી કરી રહયો છે. ખરેખર એ એક ઘણી ગમખ્વાર કાહણી છે, પણ તોબી ડીકી પેલાં બેના ગુમ થવાની વાતમાં લગાર સહરાગત ભરેલું નહી લાગતું ? એવી રીતે ઓચીંતા ગુમ થવાની વાત જોડી કાઢેલી જેવી નહી લાગતી."

સર ગોર્ડનનો તે ગમખ્વાર કીસ્સો પુરો કરતાં વીન્ટરે તે વાતની સચ્ચાઇ માટે શકથી ડોકું ધુણાવતાં દેખાતા ગુંચવાડાથી ડીકને પુછ્યું.

"જરાબી નહી," ડીકે ગંભીરપણે વીચાર કરતાં જણાવ્યું "જો કે એ બનાવ તો આજથી વીશ વરસપર બનેલો છે, પણ, જો તે તે જગા જોઇ હતે, તો ખુદ આજેબી ત્યાં તેમ કરવાનું મુશકેલ નથી, એમ તું પોતેબી કબુલ કરતે. જ્યારે તે વખત પર તો એક નર્સને બચ્ચાં સાથ ઉપાડી જઇ પાછળ તેમની શોધ માટે એક પણ બારી ખુલ્લી રાખ્યા વગર સફાઇથી તેમનો રસ્તો કરી નાંખવાનું ઘણુંજ સહેલું, બલકે સાધારણ હતું.

અલબત, આ કેસમાં તો પેલા પ્યારમાં નામુરાદ થયલ જવાન ટર્ક માટેજ ચોકસ અટકળ કરી શકાય. કેમકે એક ટર્કને પોતાની ચાહેલી છોકરી, બીજાની મોહરદાર બનેલી જોવાનું કંઇ ઝાઝું ગમતું નથી. વળી એબી ખરૂં કે એ જાતમાં એક જાતનું ઝનુની જંગલી પણું હંમેશાં જાયજ હોયછે, ને જ્યાં પ્યાર, પૈસા, કે વેરનો સવાલ હોયછે, ત્યાં ધીરજથી પોતાના દાવ માટે થોભી પછી તેનો ઘટતો ઉપયોગ કરવાને કદી બી ચુકતા નથી. અને હું ધારૂંછ સર ગોર્ડન હજી પોતાની બેટી માટે શોધ કરતા હોવા જોઇએ ?"

"હા તે તેમ કરેછ ખરા," વીન્ટરે ખભાં ચઢાવી કહ્યું. "જોકે તે શોધ બીજા બોલમાં એક સરયામ નીષ્ફળતાજ છે. કેમજે તે બંન્નેને તો ઠાર મારી નાંખેલીનુ ચોકકસ રીતે બોલાતું હતું, પણ જો તે એબી જીવતી બી હોય, તો હવે તો તે સખત જાપતા તળે એક ટરકીસ બાનુ તરીકે પરદેનશીન રહેની હોવી જોઇએ, તો પછી

મારા ધારવા પ્રમાણે તો સર ગોર્ડન મોતનાજ ફાંફાં મારી રહયોછ ખુદા એને ડહાપણ સુઝાડે. પણ ડીકી, એ દુખભર્યો બનાવ તું કંઇ પાછો કોઇ આગળ રીપીટ કરતો ના. કેમજે તે વખતે એ માટે પુરતી છાપાછાપી થયલી અને લોક તેને દટાઇજ ગયલો જોવા માંગેછ." વીન્ટરે કંઇક કચવાટ સાથ તે વાતપર ઢાંકણું વાળવાનીજ ડીકને સલાહ આપી, પછી બીજી ત્રીજી વાત કરી, થોડેવારે ડીકને મળી ભેટી છુટો પડયો.

વાંચનાર ડીયર, હવે તારી નજર ટરકીની રાજધાની 'સ્મીરનાં' તરફ ફેરવ, કે જ્યાંની ભરચક બજારમાં ત્રણ અથવાડયાં પછી, એક ખુબસુરત અંગ્રેજ જવાન ધીરે ધીરે એમ તેમ લટાર મારતો જણાય છે. જે કોઇજ નહી, પણ આ વાર્તાનો નાયક જવાન ડીક છે, એમ વાંચનાર ચેતી ગયો હશે. તે લંડનમાં પોતાના હોલીડેઝ, અકરવકરે પુરા કરી, બનતી ઝડપે ત્યાં પાછો ફર્યો છે. કેમ જે હયાંની ગરમ આંબો હવા અને દીલપઝીર દેખાવ સાથનાં તે ગીચ વસ્તીવાલાં શહેરની એને જબરી મોહીની લાગી છે. ને તેજ કારણથી એના મીત્રની ગમે એવી જીદ છતાં, લંડન છોડી, તે સુંદર શહેરના આકૃશણથી ખેંચઇ આવેલો ત્યાંની બજારમાં લટાર મારતો આપણે જોઇએ છીએ. સૂર્ય પોતાના તેજસ્વી કીરણોથી, તે બજારમાંની દરેક ખરી કે ખોટી વસ્તુ તથા ત્યાં ભેગી મળેલી પચરંગી દમામદાર ઠઠમાં કંઈ અજબ રંગ જમાવી રહયો છે. તે ઠઠમાં ફકત ગણત્રીના યુરોપીયન સીવાય જાત પરજાતના ઉંચા મજબુત કાઠીના દેશીઓજ નજર આવે છે, કોઇ દમામદાર ઢબે કીંમતી માલથી લાઢેલાં ઉંટો દોરવતું તો કોઇ ગધેડાં પર સ્વાર થઇ રાગડા તાણતું, કોઈ ઢોલ તાસાને ચંગથી લોકનું પોતા તરફ ધ્યાન ખેંચતું, તો કોઈ રેશમી પરદા, ગાલીચા, વગેરે

દેશી હુનરના નાદર નમુના વેચવા માટે ધાંટા પાડતું, તો વળી નાના નાના ચેકરો હાથમાં ફુલ, ફળ, સીગરેટ વગેરે ચીજોનો સંગ્રહ લઇ દોડતાં, ને સામટું જ ગુમરાણ કરતા, ગોયા તે સામટો ગરબડ ઘોંઘાટ ભર્યો આંખને ચીત્રી આપનારો દેખાવ, તેમજ ત્યાં જામી રહેલો ખુશ રંગ રાગ એક નવા આવનારને 'અરેબ્યન નાઇટ્સ' નોજ ખ્યાલ આપી રહયો હતો.

જ્યારે એ સઘળી કલાબકોર ડીકને મનથી તો એક મીઠું મ્યુઝીકજ રજુ કરતું હોય, તેમ તે ભારી ઠઠમાંથી રસ્તો કાપતો, આસપાસનો મેહમાર વખાણુથી જોતો, મોંહમા સીગ્રેટ ઘાલી દરેક મોટી દુકાનોમાં ડોકયુ ખોસી, એક પકકા દેશીનીજ અદબ અદાથી બીલકુલ સફાઇદાર અરેબીક ભાશામાં વેપારીઓ સાથ સવાલ જવાબ કરી, તેમને પોતાની છતાથી અજાયબીમાં ગરકાવ કરતો કોઈ કોઇ દુકાનેથી સહેજ ખરીદી કરી લહેરે લહેરે પોતાના કદમ લંબાવતો, તે બજારની બાહર એક ખુલ્લાં લીલોત્રીથી ભરપુર ચોગાનમાં આવી ઉભો.

તે બજારમાંના ઉકળાત, ને અકળામણ પછી, તનમનને તાજગી બક્ષનારી તે એક ખરેજ દીલપઝીર જગા હતી, તે ચોગાનમાં બંન્ને બાજુ પર ઉંચાં હારેકટાર પામ, અને ઓકના ઝાડો પોતાના દમામદાર સર ઉઠાવી રહયાં હતાં જ્યારે પગ નીચે કુદરતે એક ગોયા લીલો મખમલી ગાલીચોજ બીછાવી દીધો હતો. એક બાજુ પર ઉંઠ, ને બીજાં ઢોરો ગળે નાંખેલી ઘંટરડીના દીલખુશ અવાજ કાઢતાં, એમ તેમ તે લીલા કંજર ઘાસમાં ચરતાં ત્યાંની રસીકતામાં ઉમેરો કરી રહયાં હતાં. જ્યારે તેમના માલેકો થાકથી આરામ કરવા શાંત નીંદમાં પડેલા જણાતા, તો કોઇ વળી મોટે સાદે ખટપટ કરતા, કુદરતની તે

મધુર શાન્તમાં ખલલ પોંહચાડતા હતા. વળી એક બાજુ એક નીમંળ વહેતું નાળું, એક સરખો ધીમો ખળખળાત કરતું, ખુશ સરોદથી દીલ બેહલાવી રહયું હતું અને ડીક તે સઘળી ધધુખરથી દુર કંઇક રાહત મેળવવાની મકસદથી, તે ખુશકારક દેખાવ ચુંચી આંખે નીહાળતો, તે નાળાંને કીનારે અરડઇ પડયો. વળી તે મોટા ચોગાનની બહાર નાની ફરતી દુકાનો તથા બેઠી બાંધણીના થોડાંક ઘરો આવેલાં હતાં. જેનાં બંધ બારી બારણા જોનારને અંદર રહેનારાંઓ પરની સખત ચોકી પાહરાનો ખુલ્લો ભાસ આપતાં અને ડીકી જેને એમાંનું કંઇ પણ નવું નહી હતું, તે તો જરા વારમાંજ ખુશ લહેકીની જાદુઇ અસર તળે ઝોંકા ખાવા લાગ્યો, પણ બીજીજ પળે તેની બાજુમાંથી પાસ થતાં કોઇના હલકાં પગલાંનાં અવાજથી તે ચોંકી ઉઠયો, કે તેણે સર ગોર્ડનને નીચી મુડીએ ચોગાનમાં ઉંઘાયલા આદમીઓ વચ્ચેથી ધીમે પગલે રસ્તો કાપતો, તે ચોકને નાકે આવેલી, બીલકુલ ઝાડોથી ઢંકઇ ગયલી એક સાંકડી ગલીમાં દાખલ થતો જોયો. ડીક, તે કમ સીબ શખશને ત્યાં જોઈ જરાબી અજબ થયો નહી, કેમજે હાલમાં તે એનેજ લગતા સ્વપના જોતો હતો, પણ પેલી ગળી, જે આજ સુધી તેની નજરે પડેલી નહી, તેની એકમાં સર ગોડન શું મકસદથી જતો હશે, તે માટે મનથી અજબ થઇ, તે જાણવાની કુદરતી જીજ્ઞાસાથી દોરવઈ તે તેની પાછળ જવા ઊઠયો.

હજી તો તે બે ત્રણ કદમ આગળ વધે તેટલાંજ બુરખાથી ઢંકાયલા બે ટરકીશ બાનુઓના આકાર સામેથી આવતાં જોઇ, તે અદબથી બાજુ થઈ ઉભો. તેમના ચહેરાનો ઉપલો ભાગ ખુલ્લો હોવાથી તેઓ નજદીક આવતાંજ તેમાંની એક બુઢયાં, ને બીજી જવાન છોકરી હતી, એમ તે જોઇ શકયો.

તેની છેક નજદીક આવતાં પેલી બુઢયાએ તો આંખ ઉંચકી જોયું પણ નહી, પણ પેલી. છોકરીએ તો સહેજ ડોકું ફેરવી તેના સામુ જોયું, કે ડીકને તો એક ધર્તીકંપનો આંચકોજ લાગ્યો હોય, તેમ પત્થર પેરે ચીતકીજ ઉભો. આહા! વાંચનાર, તે કાળી ચળકતી આંખોમાં તેણે હમણાજ પેલી અંધારી ગલીમાં ગયલા કમનસીબ આદમી સાથનું એટલી તો અજબ જેવી હદ સુધીનું મળતાપણું જોયું કે ગોયા તે એ પળ પોતાની સર્વ શકતીજ ગુમાવી દઇ, દાચું વકાસતો તેણીને જોઇજ રહયો. અરે! તે આંખોમાં ફરક એટલોજ કે ત્રેફડની આંખો જ્યારે અથાગ દલગીરીનો છાપ દેખાડતી, એક ભુતથી બીહયેલા આદમીનો ભાસ આપતી, ત્યારે તે નરગેશ સમ ચશમોમાં નરમાશભરી કોઇક શેકાતુર લાગણીનો પ્રકાશ જણાતો હતો.

તે છોકરીએબી એનો એ ચમકવા જોયલો હોવો જોઇએ, કારણ તેણીએ તરતજ એક ગોરા દુધ જેવા હાટથી તે બુરખો ઉંચે ચઢાવી દીધો. જેમ કરતાં ત્યાં પડેલી એકાદ કેળાંની છાલ પરથી તેણીનો પગ લપસ્યો, ને હજી તો પોતાનું સમતોલપણું જાળવે, તેટલાંજ પેલી બુઢયાએ અધીરતા ને ગુસ્સાથી તપી જતાં તે છોકરીનો હાથ ધરવામાં એટલી તો ઉતાવળ કીધી, કે વગર શકે તેણીનાજ આંચકાથી તે બાપડી ભોંય પર ઢુડી પડી. તે જોઇ ડીક, એક પળ તે ટરકીશ રાંહરસમો ભુલી જઇ તેણીને પડી જતી બચાવા દોડયો, પણ એક બીજા ટર્ક, જે તે અકસમાત જોતો થોડેક છેટે ઉભો હતો, તેને એક ઝનુની બરાડથી તે અટકી ગયો; જે અરસામાં તે છોકરી જલદીથી ઊભી થઇ, શરમથી લાલ બનેલો પોતાનો ચહેરો તમામ બુરખાથી ઢાંકી દઇ તે બુઢયા સાથે ઝડપી કદમે નીકળી ચાલી. તેમણે પણ પેલીજ

ગલીમાં જતાં જોઇ ડીક કંઇ બબડતો ફફડતો તેમની પાછળ જવાનું માંડી વાળી તે ચોગાનમાંથી બાહર પડયો.

જો કે એ બધું એકાદ મીનીટમાં બની ગયું, પણ તેટલામાંજ તેણે કીધેલી શોધથી તે મનથી એટલો તો ગુંચવાયો કે હવે વધું ત્રેફડના કામમાં માથું નહી મારવાનો, ને બને તો સાંજ સુધીમાંજ એ જગાથી નીકળી જવાનો તેણે મનથી ઠરાવ કર્યો. પણ કીરતારની મરજી આગળ એક આદમીની દરેક ઇચ્છા બીલકુલ નાપાયદાર છે. એટલે તે ગમે એવું મન મારવા છતાં, તેમ કરી શકીયોજ નહી. એથી ઉલટું ખુદ પોતાનીજ અજાયબી વચ્ચે વળી પાછો તેજ સાંજે, તેજ જગા પર પોતાને લાવી મુકયો.

ફરતાં ફરતાં તેણે તે ગળી પાસ આવેલા એક પત્થરના બાજટ પર સર ગોર્ડનને ઉંઘમાં પડેલો જોયો, તેથી તેને જરાબી ડીસર્ટબ નહી કરતાં તે પાછો ફરતો હતો, જેવામાં એકાએક તેણે સામેથી એક આદમીને ચોર માફક ભરાતો છુપાતો પેલાજ બાજટ આગળ આવતો જોઇ, તે ઝાડના ઓથામાં ભરાઇને જોવા લાગો.

ડીકને તે મવલા પીરની મકસદ પામી જતાં વાર લાગો નહી, કેમજે તે બદમાશ, તે લુટારૂ ચોર બાપડા ઉંઘમાં પડેલા સર ગોર્ડનનો કીમતી ઘડીયાલ છેડો કાઢવાની વેતરણ કરતો હતો. જે જોઈ ડીક બેહદ ઉસકેરાયો પણ તે ઉજ્જડ જગા, ને તે ખવીસ સામે તેઓ બેની સલામતીનો જોખમ ધ્યાનમાં લઈ, તેણે ઇચ્છયું કે તે પેલાની જાણ વગર તે સફાઈથી કાઢી લઈ શકે. પણ તેની તે આશા ફળી નહીં. કેમજે તે મુજીના હાથનો સ્પર્શ થતાંજ સર ગોર્ડને ઝબકી ઉઠી, તે મુજીને એક ઓચીંતા હડસેલાથી દુર કીધો. કે તે

બદમાશે બીહકને અચરતીની એક ભયાનક ચીશ સાથે બીજીજ પળે એક લાંબી છુરી ખેંચી કાઢી, પણ તે શયતાન હજી તો પોતાનું પાપી કામ શરૂ કરે, તે પહેલાં બાહદુર ડીકે ધસી આવી, એક એવી તો જબરદસ્ત મુકકી કકડાવીને તેના થોબડામાં લગાવી, કે તે શયતાન શુધ્ધ ખોઇને ધુળ ચાટતો થયો.

સર ગોર્ડન તો હરણફાળ થઈ, તે મુજીને ટીકતોજ ઉભો. તે બાપડાને તો એ શું બની ગયું, તેની સુમજ પડી નહી. પણ એ પળે બાહદુર ડીકો કંઈ પોતાનું ભાન ભુલેલો નહી. તેણે તેના કાને લાગી ધીમા સાદે કહયું.

"કોઇબી આવી લાગે, તે પેહલાં એને હયાંથી દુર કરવો જોઈએ, ચાલો વેકી જાવ."

એક પણ શબ્દ બોલ્યા વગર તેઓએ તેને ઉંચકી પેલીજ ગલીને નાકે લાવી મુકયો.

"એ જરા વારમાંજ શુદ્ધીમાં આવશે. ચાલો. આપણે હયાંથી ખરતી માપી જઇએ." ડીકે કહયું. જેવો તે ઉપલા સબ્દો બોલી રહયો, કે નજદીકનાજ એક મકાનનું બારણું ખોલી, એક પળ માત્ર તેમાંથી એક ઓરતે બાહર ડોકાવી, બીજીજ પળે તે પાછું ઢાંકી દીધું, પણ તો બી અંદરની રોશનીની મદદથી ડીકે તેણીને સહવાર વાલી બુઢયા ઓરત તરીકે પીછાની લીધી. તે બન્ને પોત પોતાના વીચારમાં લીન થઈ તે જગાથી ઘણે દુર ગયા પછી સર ગોર્ડને ચુપકીદી તોડી.

"મીસતર હું મારી જીંદગી માટે તમારો મોટો આભાર માનું છ; જો તમે નજ હતે તો નકકી પેલાએ મને ઠાર કર્યો હતે."

"એમ ના બોલો સર ગોર્ડન, હું બી ખુશી છું કે તે વખતે હું ત્યાં ખુદાની મહેરથી હાજર હતો," ડીકે કહયું.

"શું તમે મને ઓળખોછ? તમારૂં મુબારક નામ જાણવાની મને રજા છે," સર ગોરડને કહયું.

ડીકે પોતાની ઓળખ આપી અને વળી થોડી મીનીટ તેઓ ગુપચુપ ચાલ્યા કીધા. પછી એકાએક અરજ કરતી ઢપે તેના તરફ ફરી ડીકે કહયું:—

"સાહેબ હું અરજ કરૂંછ કે તમો જેમ બને તેમ જલદી 'સ્મીરનાં' છોડી જશો. કેમજે આ જગા હવે તમારે માટે ઘણી જોખમ ભરેલી થઇ પડશે. અને—"

"અને—અને–તમે? શું તમેબી તેટલાજ જોખમમાં નથી?" સર ગોરડને પુછયું,

"નહીં, મારે માટે તેવું કંઇજ નથી, કેમજે મેં તો એને પીઠથી માર્યો એટલે તેને મારો ચહેરો જોયોજ નથી." ડીકે કહયું.

"હા હુ ધારૂંછ કે મારે જવું જોઇએ" સર ગોર્ડને ભવાંનો ચીલ્લો ચઢાવી કહયું "જો કે પરીણામની મને સહેજબી દરકાર નથી, પણ ચોકકસ કારણસર હું મારી જીંદગી હાલમાં જોખમમાં નાંખવા માંગતો નથી. પણ તમે બી એ જગા મારી સાથેજ છોડી જશો, એમ જાણવાથી મને પરમ સંતોષ થશે." તેણે આતુરતાથી ડીક ગમી જોઈ છેલ્લો વાકય ઉમેર્યો. ડીક કે જેણે સહવારે તો હયાંથી નાહસી જવાનોજ વિચાર કીધેલો, તે હવે કોણ જાણે શા કારણથી હયાંજ ચીટકી રેહવાના મકકમ ઠરાવપર આવતાં બોલ્યો.

"નહી સાહેબ, જરૂરી કામસર મને તો હયાં થોભવુંજ પડશે. પણ મને હયાં કશીજ અક્ષવલ આવવાની નથી."

"હું ઘણો દલગીર છું એ સાંભળીને. મને તમારે માટે કુદરતી જ બેચેની લાગ્યા કરશે, પણ તમે જો કાગળથી મને તમારી ખબર આપતા રહેશો, તો મને ઘણી નીરાંત વળશે," ને એમ કહી તેણે એક કાગળના ટુકડા પર 'એથન્સ'ના એક હોટલનું સરનામું ચીત્રી આપ્યું ને પછી આભારથી ઉભરાતાં જીગરે શેકહેંન્ડ માટે પોતાનો હાથ લંબાવતાં ધીમા દબાયલા સાદે ઉમેર્યું. "આજથી એક અઠવાડીયાંમાં હું એ હોટલમાં હોવશ, ને તમને બી કેડેબી ફરીથી મળવા, કે તમારી કંઈ પણ ખબર મેળવવા હું ઘણો અધીરો થઈ રહેવશ. ખુદા તમારો નીગેહબાન થાય. ગુડબાય" ને તે સરભોગ નીકળી ચાલ્યો.

તેના જવા પછી ડીક કંઈ પણ ચોકકસ વીચાર વગર પેલીજ જગાએ પાછો ફર્યો, પેલા આદમીની ધનનસલ ત્યાં હતી નહી. સઘળે શાંત અને અંધારૂં અને ઘોરસ્તાન જેવી ચુપકીદીમાં ઝાઝીવાર નહી થોભતાં, તે ગુપચુપ પોતાની સ્ટીમ યાટ તરફ હંકારી ગયો અને મોડી રાત સુધી આજના બનાવ પર વીચાર કરતો જ્યારે તે બીછાણે ગયો, ત્યારે તેને મુદદલ ઉંઘ આવી નહી.

ડીક સરખો એક ચંચલ અવલોકન કરનાર, સંજોગ, ને કુદરતના વીચીત્ર ફાંટાઓને માન્ય નહી કરે, એમ તો હોયજ નહી. તે સઘળા બનાવોની ઉલટ પાલટ તપાસ લેતાં, તે તો નકકી એજ અનુમાન પર આવ્યો, કે ત્રેફડને લગતી ત્રેજીડી ઉકેલવાજ ગોયા કુદરત તેને ત્યાં આ વખતે ખેંચી લાવી હતી. વળી પેલી કાલી

ચળકતી આંખોવાળી છોકરી કોઇજ નહી પણ તે કમનસીબનીજ ગુમ થયલી બેટી હોવાની તેની તો ખાત્રી થઇજ ચુકી હતી. પણ તે પુરવારજ શી રીતે કરી શકે?

એક બારગી ગોર્ડનને તે પોતાની એ શોધ માટે વાકેફ કરે, પણ—જો આખરે તેની એ શોધ બીલકુલ નાપાયદારજ ઠરે, તો તો પછી ત્રેફ્ડ બાપડાની નીરાશા ને ગમી કેટલી બધી હદ સુધીની વધી જાય! તેટલા માટે ત દયાલુ જીગરના જવાને પોતે ભરોસેદાર પુરાવા મેળવે ત્યાં સુધી ત્રેફ્ડને અંધારામાંજ રાખવાનું દરૂસ્ત ધાર્યું ને તે અભાગ્યા ના દુશ્મનોને તેના પર નહીજ ફાવવા દેવાનો મકકમ ઠરાવ કરી, બેવડી ચોકસાઇ, ને કુનેહથી તેમને ઉંધા પાડવા તે ઉલટભર બની રહયો. અલબત તેને એક કેવા દુશ્મન સાથ, ને કેવી જગામાં કામ લેવાનું હતું તે તે બરાબર સમજતો હતો, ને ગઇ કાલે સાંજે પેલા મુજીને બક્તાદી જીલાવ્યાથી રખે તેને ત્રેફ્ડને માટે એક બીજો નવો દુશ્મન ઉભો કાધો હોય, યા તો ખુદ પોતા માટે કોઇબી શક ભર્યું બન્યુંછ કે કેમ તે શોધી કાદવા તે વળતી સહવારે ખુદ બખુદ એક ટર્કીનાજ લેબાશમાં સજ થઇ બજ્નરમાં ફરવા નીકલ્યો. ને પોતાની અજાયબી ને ખુશાલી વચ્ચે તેણે જોઇ લીધું કે કોઇ એક બી તેને શકની નજરથી જોતું હતું નહીં. બલકે કોઇ એકબી તેને ધારણ કીધેલા વેષથી તેને ખરા રૂપમાં પીછાણી શકયું નહી. ખચીત એ નવા લેબાશમાં તે એવો તો દમામદાર રીતે દીપી રહયો હતો, કે ખુદ તેનીજ જાતવાલા એક બે જણાએ તેને એક દેશી તરીકેજ માની લઇ, તેના ઉંચા, ખુબસુરત દમામદાર આકાર તરફ વખાણુનીજ નજર ફેંકી રહયા, ને પોતાની એ ફતેહથી મલકઈ જઇ, ખુશાલ જીગરે તેણે હવે પેલાં ચોગાન

તરફ ફેર્યું લીધું, પણ ગઈ કાલ કરતાં હયાં મામલો કંઈ ઉલટોજ નજર પડતો હતો, બજાર કરતાંબી વધુ ગીરદી આજે તે તરફ હતી. આજે ત્યાં અસંખ્ય માલથી લાદેલાં ઉટોની ગોયા વંજારજ ત્યાં લાગી રહી હતી. સૌ કોઇ પોત પોતાનુંજ હાણ્યી રહયાં હતાં. જ્યારે એક તરફ લોકનું જબરૂં મેજરૂં મોટો ઘોંઘાટ મચાવી રહેલું જોઈ, ચટપટયા ડીકે તે તરફ ચાલુ મુકયું.

પણ સબર! એ શું ? આહ! સાબુત કોઇએ તેની પુંઠ પકડી હતી કેમકે ગમે એવી વાંકી ચુકી વલણ લેવા છતાં પોતા પાછળ આવતા એક સરખાં પગલાના અવાજથી તે ચેતી ગયો, ને તે કોણ હતું તેની નોંધ લેવા તે ઓચીંતો બાજુમાં અટકી ઉભો. જરા વારમાંજ એક માથાથી પગ સુધીના કપડામાં સજ થયલો આકાર તેની છેક નજદીક આવી પુગો અને ઓ અજાયબી ! તે આકારે ડીકની છેક લગોલગ આવી, તેને ડરસાથી પોતા પાછલ આવવાનો હુકમ કરી સરભોગ આગળ નીકળી ગયો. બનવા જોગ છે કે તે આકારે ડીકને કોઇ ભલતા તરીકેજ ઓળખવાની ભુલ કીધી હોય. પણ જે હોય તે ડીકીએ તો તે અરસામાં તેને બરાબેર પીછાણી લીધો હતો. ને વળી વધારામાં પેલા ભેદની ચાવી તરીકે એજ આકારની પુંઠ પકડવાનો ઠરાવ કરીનેજ તો તે એવો સોંગ સજી મેદાન પડયો હતો, ત્યારે હવે તેની પાછળ જવામાં તેને ઢીલ શાની હોય? વગર શકે તે આકાર કોઇજ નહિ પણ કાલે બબે વખત દેખાવ દઇ ચુકેલી પેલીજ બુઢયા ઓરત હતી, ને તે જે જવાન બાનુની શોધમાં હતો, તેને લગતી વધતી ઓછી બાનમી તે એજ ઓરત પાસથી મેળવી શકશે, એમજ તેને લાગ્યાથી, કોઇને

શક નહીં જાય માટે થોડી પળ ત્યાંજ થોભી તેણે ઉલટભર તે ઓરત પાછળ ચાલું મુકયુ.

એક બીલકુલ ગીચ ઝાડીઓવાલી એકાંત જગા પર આવી લાગતાં તે ઓરતે એક બીહધેલી હરણીજ અદાથી ચોપાસ જોઇ, પછી ધાસ્તી ને અધીરતાથી ધ્રુજતાં અરેબીક ભાશામાં તેણીએ નજદીક ઉભેલા ડીકને એક પાધરો સવાલ પુછી લીધો.

"તમે શું ખરેખરજ મને પીછાણોછો કે?" અને એ સીધ્ધા સવાલથી જરાબી નહી ડગમગતાં ડીકે ચાલાકીથી લગાર કઠોર સાદેજ ઉતર દીધો.

"હા, અલબત, મારેથી કઇ પણ છુપું નથી. વધુ ખુલાસાથી બોલું?" ડીકે કહયું.

"ના, નહી, તેની જરૂર નથી" ગભરાટથી તેણીએ ટુકું કરવા માંડયું. "પણ ત્યારે તમો શું માંગોછો."

"પેલી છોકરી." ઠંડે કલેજે ડીકેબી ટુંકમાંજ પટાવ્યું. એ હીમંતી જવાબથી કંઇક ગુંચવાડામાં તેણીએ પોતાની તીક્ષણ નજર ડીકના ગંભીર ચહેરા તરફ થોડી પળ ટાંકી, પછી ઘણુંજ ધીમેથી બોલી.

"પેલા બીજા સાહેબ કયાં છે?"

"કોણ? તે છોકરીનો પીતા? તેવણ તો ગઇ કાલના સ્મીરના છોડી ગયા છે." એ સાંભળી તેણીના મુખમાંથી શુક્ર અલ્લાહનો બોલ બે અટકાવ નીકળી પડયો, જેથી ડીકે તરતજ વધુ દમામથી ઉમેર્યું.

"પણ જે વખત જાયછે તેમાં વધુ મદદ સહીત તેવણ અત્રે આવી પુગશે."

"એ। તેની સહેજબી જરૂરજ નથી." તેણીએ તે ખરૂંજ માની લઇ વધતા ગભરાટથી ઉમેર્યું.

"હું એવાનુથી ઘણીજ ઘણીજ બીહુંચ. જો આખરે તમે તેણીને શોધીજ કાધીછ, તો તો જેવી અલ્લાહની મરજી. મારો એમાં જરાબી કસુર હતોજ નહી. વરસોની વાત પર તેણીને મારો બેટો અબદુલજ ઉઠાવી ગયો હતો. જેના કરતુકનો તમે તેને ગઈ કાલે વાજબીજ સ્વાદ ચખાડયો."

"શું ખરેખર મારા હાથે બેભાન થયલો મુજી બચ્ચો તમારો બેટો અબદુલજ હતો?" ડીક તે નવી ખબરથી વહેમી બની ગયો, રખે તે મકકાર તેને એ બાબદ ફાંસમાં ઉતારવાની પેરવી કરતી હોય પણ જો તે એક ખરીજ બીના હોય, ને વગર શકે તેમ હોવુંજ જોઇએ, તો તો પછી તેને તે ત્રેજીડીના ખુદ નાયક ને એક સ્ત્રીથી રદ બાતલ કીંવા જાહેલ પ્રપંચી આદમી સાથ ત્રેફડનો હીસાબ ચુકતે કરવાનો હતો તે તેણે એક સપાટામાં જોઇ લીધું, છતાં તેણે વધુ ખાત્રી કરવાને તે મકકારને પુછી જોયું. ને તેણીએ ગમગીન બની જઇ દુખી ધીમા સાદે જણાવ્યું:કે—

"હા, તે તેજ કમનશીબ હતો. તમે બી 'ઝીલા'ના બાપ જેવાજ મમતી દીસોછ ખચીત તમારી જાતને માહત કરવાનું ઘણુંજ મુશકેલ હોયચ. ને અબદુલનેબી હું હમેશ એમજ કહેતી હતી કે જરૂર એક દહાડે તેને એ છોકરી બદલ સખત ખમવું પડશે, ને તે ખરૂંજ પડયુંછ. કોઇનુંબી લોહી રેડાયલું જોવા હું રાજી નથી ને તેથી હું પોતે તેણીને આપી દેવા માંગુંછ." હયાં તેણીએ પોતાનો અવાજ વધુ ધીમો કરી નાંખ્યો અને તે ન ધારેલી ઓચીંતી સીધ્ધી

ઓફરથી ડીકનું હૈયું ખુશાળી અને ફતેહની ભેગી લાગણીથી જોશમાં ધપકવા લાગ્યું. અરે! એ તે શું સાંભળી રહયો હતો ? શું ખરેખર તેણી ઝીલાને તેના હકદાર વાલીને સ્વાધીન કરવા માંગતી હતી, કે તે મકકાર ડીક સાથે કોઈ રીતનો દગો રમતી હતી ? ગમે તે હોય ડીયર વાંચનાર, પણ આપણો પોહચેલ બાહોશ ડીક તેણીની ફરેબી જાલમાં સપડઇ જાય, એવો એકે સંભવ હતો નહીં: જો કે પહેલી હરેળમાં તેને કંઈ દગોજ હોવાનો ખટકો થયો, પણ લંબાણ વીચાર કરતા તેને લાગ્યું, કે કાં તો તે ઓરત ગઈ કાલના બનાવ પછી પોતાના બેટા માટે એક માતાની કાળજીથી વધતી એલ્છી ફીકરમંદ બની રહી હોય, યા તો પોતાનીજ કોઈ અગત મતલબસર તેણી એકદમ આવા ઠરાવ પર આવી હોય. કારણ તે જાણતો હતો કે બાજે વેળા પૈસાની નીચ લાલચ પર કેવો શરમ ભરેલી હદ સુધીનો ગુલામી ધંધો એ ટરકીની રાજધાણીમાં હજી મોટે ભાગે જાયજ હતો. ને ત્યારે તે બુઢયા ઝીલા સરખી એક ખુબસુરત બાળાના વેચાણથી પૈસાદારબનવાની નીચ પેરવી કરે તેમાં શી નવાઇ? જ્યારે ડીકે પોતે તો એ છોકરીને મેળવવા જતાં નકકીજ ખુન ને ખસ્તે ખુવારીનું સેવટ ધારી બેઠો હતો, તો પછી તે બધાંમાંથી તેનો એટલો બાસાનીથી છુટકો થઇ જતો જાણી, તેની અંતરની ખુશાળીનું પુછવુંજ શું ? તે તો એટલો ખુશીમા આવી ગયો કે તેજ પળે તેને ભર બજારમાં 'ડેન્સ' કરવાનું કોઇએ સુચવ્યું હતે, તો તે હરખ ઘેલો જવાન બાખુશીથી તે સુચના તરતજ ઉપાડી લેતે, એમાં જરાબી શક નથી. પણ નહી. અત્યારે તો તેને પેલી ચતુર ઓરતની તીક્ષણ નજરથી પોતાની અગત લાગણી છુપાવવાની ખાસ જરૂર હતી. એમ તે ભુલી જઇ શકયો નહી અને તેથીજ

તેણે હવાં એક બગલા ભગતની ત્રીક અજમાવી, જાણે પોતાને તો તે ચંડાલોને એટલાં સહેલથી જતા મુકવાનું ગળે ઉતર્યું નહી હોય તેમ સાંવ નારા જીનાજ દેખાવ સાથે, ઠંડી બેપરવાહીથીજ તેણે અધીરતામાં તપતી પેલી અબળાને ઉતાર દીધો.

"તમારી એ સુચનામાં ડાહપણ કરતાં ચતુરાઇ વિશેષ છે, પણ પેલી નર્સને માટે કેમ બોલતાં નથી? તે કયાં છે?" તેણે ગગડાટ કીધો.

એ સીદ્ધા સવાલથી સહેજ અચકાઇ તેણીએ ખુલાસો કીધોઃ—

"તેણી—તેણી તો અલ્લાહ સાહેદ છે કે વરસોની વાત પર મરી ગઇ. હવે તે યાદ તાજી કરવામાં શો ફાયદો?" પછી અપીલ કરતી ઢબે ઉમેર્યું "હું ઉમેદ કરૂં છે કે ભલા સાહેબ, મુજ ગરીબ કમતરીન સાથ ઉદાર દીલથી વર્તશો."

"બેશક, જો સેવટ સુધી તમે વચનને સાચ્ચાં નીવડયાં, તો પચાસ પૌંડ તમને બદલામાં મળશે." આવી ઉદાર ઓફર સાંભળી તે લોભાની આંખો ખુશાળીથી ચમકી રહી, ને હવે જેમ બને તેમ જલદી સારૂં પકકું કરી નાંખવાની તેણીએ ઉતાવળ કીધી.

"એ રકમ મારે કબુલ છે ને સાહેબ હવે તમેજી કબુલાત આપશો કેની કે તેણીને તમારે હસ્તક લીધા પછી, તમો તરફનું કોઇબી હમો મા બેટા માટે કીનાની તલબ કરતું, હેરાન કરવા આવશે નહીં?"

"એ સવાલજ કેવો બાઇ, અલબત તેવું કદી પણ બનવા પામશેજ નહીં." ડીકે પ્રમાણીક જોશથી ઉસકેરઇ તેણીની ખાત્રી કરી આપી. પછી કંઇક શકમંદ બની પુછ્યું.

"પણ વારૂં બાઇ, તમે શું ધારોછ; બેટી ઝીલા તમને છોડીને પોતાની રાજી ખુશીથી મારી સાથ આવવા કબુલ થશે, કે કંઇ વાંધો થશે ?"

જાણે એવો બેહુંદો ખ્યાલ ડીકના ભેજામાં પેવસજ કેમ થઇ શકયો હશે, તે માટે સરબસર અજાયબીમાંજ ઉતરી પડતાં તેણીએ કંઇક તોરથીજ ઉત્તર આપ્યો.

"ત્યારે તો તમો જાણતાજ નથી, કે તેણીને કેવી તાલીમથી ઉધારેલી છે—ટુંકમાં એટલુંજ કે કોઇ પણ બાબદમાં તેણી તરફથી માથું ઉંચકવાની કદી પણ આશા રાખવીજ નહીં. એટલે કે એમ નહી સમજવું કે તેણી સાથ સખતાઇથી કામ લેવામાં આવેછ. જરાબી નહી." તેણીએ તે તાબેદાર બેટીની તારીફમાં વાજબીજ મગરૂરીથી લાલ બનતાં જણાવ્યું, પછી બીજીજ પળે આંખમાં આંસુ લાવી ગદગદીત કઠે બોલી. 'ઉલટું, તેણી મને એક બેટી સમાનજ પ્યારી હોવાથી, તેણીથી છુંટું પડતાં મને માહ દુખ થશે." અને જાણે તે દુખ કમી કરવા તેણીને ડીકના વધુ પૈસાની ગરજ પડતી હોય, તેમ તે લાલચુ દદાએ પેલા પચાસ પૌંડમાં કંઇક વધુ ઉમેરો કરવા ભોલા ડીકને બીહતાં બીહતાં અરજ કરી જોઇ. પણ ગજબ. તેણીની એવી ચાલથી ફફડી ચટકી ડીકે તો સઘળાં પર પુરોજ મુકી ત્યાંથી ચાલીજ જવાની એવી તો ઢાંઢલ ઢરપચ કરી મુકી, કે તે બુઢ્ઢયા ઘણી દેહસ્ત ખાઇ ગઇ. અરે અંતે ભેંજા ફાટેલ સાહેબે આટલી બધી માથાં દુખણ પછી તેણીના પચાસ પૌંડ પર પણ બીલાડુંજ સુવાદવા માટે ધાસ્તીથી ધ્રુજી પડી, તે ઢાંઢલ્યાને જેમ તેમ થોભાવતાં ઉતાવળે બોલી,

"નહી તો નહી. જેમ સાહેબની મરજી. પણ એટલું સમજી લેવ,

કે કુદરતીજ તેણી હમારાથી જુદીજ પ્રકૃતીની બનેલી હોવાથી, તેણી હયાં જોઇએ એટલી સુખી કે સંતોષી તો છેજ નહી, ને તેજ કારણુ સર હું ધારૂંચ કે તેણી ઘણી ખુશીની સાથ તમો સાથ આવવા કબુલ થશે." પછી પોતાની ખબર તેને ખાનગીમાં કહેવા માંગતી હોય તેમ ચોપાસ નજર ફેંકી, પોતાના એક નાતવાન ધ્રુજતા હાથે ડોકને બાજુમાંથી ધરતા, તેના કાનની લગોલગ પોતાના હોઠ લઇ જઇ, ઘણાજ ધીમા અને ગભીર સ્વરે બોલી.

"ખાત્રીથી માનજો કે તેણી મને અતી પ્યારી હોવાથી, ઘણુાક જોખમે મેં તેણીને સદા બુરાઇથી બચાવી લીધી છે, જેના પરીણામમાં તેણીને અબદુલ ચોરી લાવ્યો, તે દીવસના જેટલીજ નીરદોષ ને પાક તેણી આજનાં દીન તુલક રહેલી છે." એ સઘળું તેણી એવા તો ખાત્રીભર્યા જોશ સાથે બોલી ગઈ, કે તે સાંભળી, તેણી ખવાસે ગમે એવી હોવા છતાં એક માતાનેજ જેબ આપનારી ઝીલા માટેની આવી કાળજીભરી દેખરેખ માટે તે મનમાં તો આફ્રીન પોકારી રહયો, છતાં ઉપલાં ખુલાસા માટે આભારનો એક પણ ઉદગાર તે ઉલટમંદ ઓરતને કહી સંભળાવ્યો નહી, તેથી કંઇક દલગીર બની જઇ તેણીએ જવાની ઉતાવલ કરતાં કહયું, "હું સાંજે બંદગીના વખતે આ જગા પરજ લઇ આવશ, ને ખુલાસામાં એટલુજ જણાવીશ, કે મેં તેણીને ઘણે સારે દામે તમોને વેચી છે, એટલે પછી કંઇ પણ હરકત નડશે નહી."

એક ઇંગલીશ બાનું માટે એવી ધીકકારભરી રસમ એક શુધ્ધો ઇંગલીશ બચ્ચો કેમ સાંખી શકે ? તે પ્રમાણીક જવાન તો એ સાંભળતાંજ માથાથી પગ સુધીનો લાલ બની રહયો, ને તેણે

માહ ધભરાત વચ્ચે કાકલુદી કરતાં, શું તે બાળા માટે એવાજ એકુ ખુલાસાની ખાસ અગત હતી, એમ જાણવા ચાહયું, જેના જવાબમાં તો તે જમાને ખાધેલ બુઢ્ઢી ઊખડી, ને સામો ડીકનેજ દમ ભરાવતા જોરથી બોલી.

"પણ ત્યારે તમેજ કહોની કે તેણીના ઓચીતા છુટાપણા માટે હું બીજાું શું કહી શકું?" ને ડીકુબી જોયું કે તેણીના પપાની રજા વગર તે એવું પગલું ભરતો હોવાંથી તેણીનાં બોલવામાં કંઈ વજુદ હતું ખરૂં, એટલે ત્રેફ્ડનો માનીતો થવા જવાનું જો કે તેને ઘણું ગરમ પડી ગયું, તોબી હવે તે શીલસુશીભર્યો ખુલાસો માન્ય રાખ્યા સીવાય તેનો છુટકજ શું હતો? ને તેથી તેણેજ નરમ પડી જવામાંજ ડહાપણ જોયું, ને હવે તેણે શહેતાન ડાભો કરતાં કહયું.

"ભલે એમજ કહેજો ને હવે સાહેબજી, સાંજે પાછાં મળશું." પણ પછી તરતજ કંઇ યાદ આવી ગયું હોય તેમ તે જતા આકારને રોકી દેતાં તેણે પુછ્યું. "પણ સબર, મને કહો કે તમારો બેટો અબદુલ જ્યારે એ બાબદ જાણશે ત્યારે શું કરશે?"

એક પળ તેણી ગુચવાયલી જણાઇ, પણ બીજેજ પળે લુચ્ચાઈ ભરી આંખ ચમકાવતાં ઠરાવથી બોલી.

"તે કંઇબી જાણશેજ નહી. એ સાંટાં માટેનો એક સંસારોબી તેને કાને પડવો નહી જોઇએ. કેમજે નહીતો આટલાં વરસની મારી મહેનત ને કાળજી માટે હું જે ઇનામ મેળવુંચ તેમાં તે જબરીથી ભાગ માંગશે. જ્યારે ખરેખર તો એ હરામી દુકતાને મારા એ ઇનામમાંથી એક પેનીબી ઘટતી નથી એમ તમોબી ઇનસાફની રાહે

કહી શકશો. માટે હું અરજ કરૂંચ કે તમો ફક્ત મને અને મનેજ કબુલેલી રકમ લાવી આપશો. મે અબદુલને કંઇ પણ જણાવશો નહી." અને ડીકે તે બાએની ખાત્રી આપતાં સતોષનો એક દમ ભરી, તેણી સરભોગ ત્યાંથી નીકળી ગઇ.

તે ખુશાળી ને ફતેહથી ધડકતાં જીગરે ડીકેથી અંદર તરફનો રસ્તો લીધો. આહ! ત્રેફ્ડ જે આટલાં વરસ સુધી બેશુમાર પૈસાને વખતનાં ભોગેથી બજાવી નહી શકયો, તેને પૈસા કે વખતની જુજબી બરબાદી કર્યા વગર કેટલું આસાનીથી તે બનવી શકયો ? ને એવા તહરેવાર ખુશ ખ્યાલોમાં પોતાના જોરાવર નસીબ માટે પાક ખુદાનો આભાર માનતો, પોતાની ફતેહથા મલકાત, નહિતો વળી બીજીજ પળે તે માટે શકથી ડોકું ધુણાવતો, ઉલટા સુલટી વીચારોમાં લોકના ટોળામાંથી એક કમાનમાંથી છુટેલા તીર માફક યાહોમ પોતાનો રસ્તો કાપતો હતો. જેમ કરતાં સામેથા આવતી એક ઇંગલીશ બાનુ સાથ તે અડડી પડયો, ને ત્યારેજ તે ગાંડાં હાથીને તેના એક્ષપ્રેસની ઝડપે દોડતા આકાર તરફ સામેથી આવતું લોક કેમ અજાયબીથી ટીકતું હતું, તે જોવાની તેને ટક મળી, ને હવે તેણે શુધ ઠેકાણે લાવી, કંઇક પશેમાની સાથ તે બાનુની માફી યાહી લેનાં જરા થોભ્યો. જેના જવાબમાં તે બાનુએ તેના સીદ્ધા દમામદાર આકાર તરફ પોતાની નજર ઉંચકી જોયું, ને બીજીજ પળે અજાયબી ભેગી ખુશીની એક ધીમા ચીસ સમેત તેણીએ ડીકનો હાથ દોસ્તીના હાવભાવથી ખુબ હીલવી નાંખી, ખુશ મીજાજથી હસ્તાં બોલી. "ઓ ડીકી ડીયર, જો તું કંઇજ બોલ્યો નહી હતે, તો ખચીતજ હું તો તને આવા સુંદર પોષાકમાં કદીબી પીછાણી શકતેજ નહી. એ સોંગ સજવાનું શું કામ પડયું ? જો કે અલબત્ત તહારા જેવો એક રમતા પંખીને જ્યાંબી

મળે, ને જેબી કરે તે તરફ કોઇએ બી અજબ થવું નહી જોઇએ. કેમ જે તું છેજ એવો ઢંગઢડા વગરનો વીચીત્ર આદમી કે એક કલાક પછી તને કયાં જોવો, ને શું દોહરૂં ડોહળીતો જોવાની આશા રાખવી તે હમારેથી કહીજ શકાતું નથી. ને આજે આપ નામદારના દરશન થયાથી હું ધારૂંચ કે પેલી સુંદર બાદશાહી યાટમાજ આપનો મુકામ હશે. પણ ચાલ, તું તો મને કેટલે વરશે મળ્યો, માટે મારે ત્યાં જમવા આવ કે આપણે પેટ પુરતી વાત કર્યેં. ઓ! તું મને ના કહીને દીલગીર ના કરી મુકતો. કેમજે હું જ્યારે લંડન જવશ, ત્યારે હું ત્યાંના લોકને તેમના લાડકા ને પ્રખ્યાત મી૦ ડીકન્સ સ્ટીમરનામાં શું શું નેકનામી કરતા જોયા હતા, તે બધી વીગતથી હું તેમને વાકેફ કરવા માંગુંછ." ને હયાં તે પટપટારો ઘણી મોજ અને હરખ સાથ સાંભળતો ઉભો. તેની એ ન ધારેલી મુલાકાતથી ઘણો ખુશી થયો, ને જો તેને સાંજના કામ માટેની જરૂરી ગોઠવણ કરવાની નહી હોત. તો તે તેણીનું ઇજન મોટી ખુશી સાથ બાહલ રાખતે. પણ તે કબુલ રાખતાંબી નેવા હાથમાં પુરતો ટાઇમ બચવાની તેને ગણત્રી કીધી, પણ તેણીની ટાહેલાં ખોર રીતથી તે પુરતો વાકેફ હોવાથી તેણીના તે દીલખુશ પટપટારાથી એટલા અરશામાં તેનો છુટકો થઇ શકેજ નહી. એમ તેને મજબુત ભાસ્યું, ને તેથી તેણે કંઇક આનાકાની સાથ મગર તેણીને છેક દલગીર નહીજ કરવાની મકરાદથી જવાબ દીધો.

"થેકયું, મીસીસ શેરવીન હું તમને નાસીપાસ કરવા માટે ઘણો દલગીર છું. પણ તમે નહી મારી સાથે યાટ પર ડીનર લેવાની મહેરબાની ફરમાવો? મી૦ શેરવીનબી હયાંજ છે કે?"

"ગુડ ગ્રેસયસ, નહી, તેવણુતો ધારા મુજબ 'માક લેન'ની હવા ધોરેછ અને હું તો હયાં એકલીજ એકાંતમાં ઝુરૂં છ." તેણીએ વળી પાછી બદામ દરાખ વેરી નાંખતાં કહયું.

"ત્યારે તમારો શું પ્લાન છે!" ડીકે પુછ્યું.

"કંઇબી નક્કી. હાલને કાજ તો હું હયાંજ છેઉં." તેણીએ જવાબ દીધો.

"ઓ ત્યારે તો ઘણુંજ સારૂં. આપણે યાટ પર કેઠે સેહલગાહે નીકળી પડશું. તમે આવશો કે?" ડીકે તેણીને લલચાવી, પછી કંઇક ખ્યાલ થતાં ઝડપથી ઉમેર્યું. "યાટ પર બે ત્રણ દાસીઓનીબી ગોઠવણ રાખેલી છે."

"ઓલ રાઇટ!" તેણીએ ખુશાળીથી હસતાં જણાવ્યું "ઘણોજ સરસ પ્લાન છે. હું રાતે આઠ વાગે જરૂર તુટક પર હાજર રહેવશ. ચાલ સાહેબજી." અને તેઓ ખુશાળ હસતાં છુટાં પડયાં.

ડીક દોડયો બલ્કે કહો કે ઉડયો અને ગીરદીમાંથી પસાર થઇ, તેણે અંદર તરફનો ટુંકો રસ્તો લીધો ને એક સપાટામાં યાટ પર ચઢી જઇ, એક છાકટા આદમી માફક ધાઢલ દરપચ કરી મુકી. તેણે આખા સ્ટાફને તહરેવાર હુકમોથી કામે લગાડી દીધા. ગરીબ બાપડા માણસો જેઓ નવા હતા, તેઓ તો પોતાના શેઠના થથરાવનારા ધ્રોધારી સાદથી અજબ ને હેરાન થઇ, એકમેકનું કોહુંજ ભોપવા પડયા. જ્યારે જુના કાગડાઓ પોતાના શેઠ તરફ ફકત એકજ નજર ફેંકી, દાવકાછથી મુછમાં હસતાં, કંઇ પણ નવું જુનું જોવાની આશામાં ઉલટભર પોતાને સોંપાયલાં કામે વળગી ગયા. ડીકે પોતાની જાતી દેખરેખ તળે એ બાનુ વીઝીટરો માટે સંપુર્ણ સામગ્રી સાથની ગોઠવણ કરાવી.

જેમાં તેનો વખત ક્યાં પાસ થઈ ગયો તેબી તેને જણાવ્યું નહી, ને હવે તમામ કામથી સંતોષ પામી, તેણે પોતાના તમામ સ્ટાફને આજેજ રાતે લાંબી કુચ માટે ઉપડી જવા માટે તમામ બંદોબસ્ત સાથ બીલકુલ તૈયાર રહેવાનો એક તાકીદનો હુકમ ઠરાવ ભરેલા સાદે કહી સંભળાવી, પોતા પાછળ તેઓને અજાયબી ભેગી વખાણ ને માનની લાગણીથી ટીકતાં છોડી, તેણે ઝડપથી બજાર તરફ ચાલુ મુકયું. તે જુજ વખતમાં તે સહવારવાળી જગાએ આવી ઉભો. સાંજ પડી ચુકી હતી, બલકે તે બીલકુલ ટાઇમસર હતો કેમજે થોડીજ પળમા નજદીકના એક મીનારા પરથી બાંગીની બંદગી માટે એકઠાં થવાની ત્રણ વખતની બાંગ સંભળાઇ, જેના જવાબમાં લોકનું ટોળે ટોળું તે તરફ ધસડાઈ આવ્યું, કે ડીક ધડકતાં જીગરે ને ઝઝકળામાં આંખો ખેંચીને કોઈના આવ્યાની રાહ જોતો ઉંચે દમે ખડો થઈ ઉભો. જોતા જોતામાંજ કંઇ સેંકડો આદમી મસજીદમાં જમા થઇ ગયું, જે પછી. તરતજ સઘળો ઘોંઘાટ દફે થઇ જઇ, એકદમ શાંત ચુપકીદી પંથરઇ રહી, કે તેજ પળે ડીકબી કોઈ ગેબી શકતીને વશ થઇ, પોતે આરંભેલું કામ સરંજામ ઉતારવામાં બંદગી રૂપે તે કીરતારની મદદ ને દાદ ચાહી. ને ગોયા તેની એ અરજનાજ જવાબમાં હોય તેમ બાજુમાની એક વાડમાંથી જાણે જમીનમાંથીજ ઉગી નીકળ્યા હોય તેમ એ બુરખાવાલા આકાર તેની બબરાયલી ચશમ સામે આવી ઉભા, કે બીજીજ પળે તેણે પોતાનું મગજ ઠેકાણે રાખી, ને એમાંના એક તરફ ઝાંખીને જોયા વગર તેણે બીજા આકારના લાંબા કીધેલા હાથમાં મોહરની ભરેલી એક ડેલી સેરવી દીધી, કે તે બીજા આકારના કાનમાં કંઇક ઉતાવળથી એ ત્રણ શબ્દ બબડી; પછી તેટલીજ ઝડપથી ડીકને કોઇ આપેલાં વચનની યાદ દેવાડી, ડીકની

આગળ પોતાના સાથીને છોડીને એક ચોટ્ટી બીલાડી માફક ત્યાંથી સટકી ગઇ. અને બંન્ને આકારોને ચતુર વાંચનારે ઓળખી લીધા હશે. તે સટકી ગયલો આકાર તે પેલીજ બુઢ્યા હતી, જેના જતા આકાર પર એક સદાની છેલ્લીજ નજર ફેંકી લેતો ડીક તે રહી ગયલા આકારની બાજુમાં દીગમુઢ જેવો એ પળ ત્યાં પુતલાં પેરે સ્થીર ચીટકીજ ઉભો. શું કરવું ને શું બોલવુ તેબી તેને સુજ પડે નહી. ગોયા તે શુધ બુધ ખોઇને એકાએક પોતાની વાચાજ ગુમાવી બેઠો. ગોયા ત્યાં પથરાયલી શાંત ચુપકીદીએ તેને હીપ્નોનાઇઝ કરી મુક્યો. જ્યારે તે બીજો આકાર જે ખુદ નાજુક બદન ઝીલા પોતે હતી. તેણે તેની એ બેખબરીનો લાભ લઇ પોતાની નીરદોષ કાળી આંખો મર્યાદાથી ડીકના સીધ્ધા ઉંચા આકાર તરફ ઉંચકી જોતાં તે ચાતુરીએ તેના નવા લેબાશમાં તેને તરતજ આગલે દહાડેના અકસ્માત વેળાના એક ઇંગલીશમેન તરીકે પીછાની લીધો. ને તે બનાવની યાદથી લાલ બની જઇ, તેણી હવે તેને ટરકી પોષાકમાં સજ થયલો વખાણુની લાગણી સાથ જોતી ઉભી. તે જાણે તેણીની એ દીલચાલ પામી ગયો હોય" તેમ હવે કંઇક સાવધ થતાં તેણી તરફ ફરી અરેબીક ભાષામાં ધીમેથી બોલ્યો.

"તમો સમજ્યાં કે બાનુ ઝીલા, તમો મારી સાથ આવવા ખુશી તો છેવ કેની?"

"હા, સાહેબ હું ખુશી છેઉં. તમો મને મારા પીના પાસ લઇ જવાના છો કે જેમને માટે મને ઝોહરાએ બધું કહેલું છે એમજજ કે ની?" તેણીએ રૂપેરી ઘંટડી જેવા ધીમા મધુર અવાજથી પુછ્યું.

અને અરે! તે વાંસળી જેવા મીઠા મધુર અવાજમાં ડીકને ત્રેફડના અવાજ સાથ કેટલુંક મળતાપણું જણાયું, ને તેની અસર તળે ડીકનું જીગર ફતેહ ભેગી કોઈ નહી સમજાય તેવી લાગણીથી ધડકી રહયું.

"હા એમજ," તે ઉલટથી બોલ્યો. "જેની પાસથી તમને છીનવી લેવામાં આવ્યાં, તેજ કમનસીબ પીતા સાથે તમારો મીલાપ કરવાનો છે."

"બહુજ સારૂ. તમારી ગુલામ તે માટે ખુશી સાથ તદન તૈયાર છે." તેણીએ નીચી નજરે જવાબ દીધો.

"નહી, એમ ના બોલો. સેવક ખરેખર તો તમારો ગુલામ છે. ચાલો હવે જઇએ, વધુ એક પણ શબ્દ બોલ્યા વગર તેઓ લોકનાં મેજરાં આગળથી દુૂર નીકળી ગયાં અને હવે વધુ લોકનું ધ્યાન નહી ખેંચવા, તેમજ ટુંકે રસ્તે બંદર પર નીકળી જવા ડીકે એક સાંકડી વાંકી ચુંકી ગળીમાં ઝોકાવ્યું. કે જાણે તેઓની તે આમદ માટે ખોટીજ થતા હોય તે બે આદમીઓ એક દરવાજામાંથી ઓચીંતા બાહાર નીકળી આવી, તેમાંના એકે તેઓની બરાબર સામે ઉભો રહી તેમનો રસ્તો ઘેરી લીધો, જ્યારે બીજો તે ગલીને નાકે તેજ ઢપે પોતાના શીકાર માટે તઇયાર બની ઉભો. ડીકની સામે ઉભેલા આદમીનો ચ્હેરો જો કે એક અની મોટા પાટાથી ઘણો ઢંકાઇ ગયો હતો છતાં ડીકે તેને તરતજ અબદુલ તરીકે પીછાણી લીધો અને હવેજ તે ભોલા ભલા જવાનને પહેલ વહેલી વાર તે ફરેબી મકકાર ઓરતનોજ એ દગાબાજીમાં મુખ્ય હાથ હોવાનો ખટકો થયો હવેજ તે મકકાર બુરી તેને પોતાની ઓરીએનતલ ગતથી

કેટલી હદ સુધીની બનાવી ગઈ તે તે ફસાયલો ભેરવાયલો જવાન એક આયના પેરે ખુલ્લું જોઈ શકયો. અરે! એમ કેમ બન્યું, કે તે સદાનો બાહોશી ને સાવચેતીથીજ દરેક જોખમ ભરેલાં કામમાં ઝીપલાવનાર, આ વખતે એક બુઢ્ઢાની જબાનદરાજી પર લોભાઇ, તેણીની મુખ જુબાન પર આંધળો વીશ્વાસ લાવી, તે જીવ સટોસટ કામમાં, બચાવનું એક હથયાર વટીક સાથે નહી રાખવા જેટલી હદ સુધીની થાપ ખાઇ ગયો ? અફસોસ! તે પાપી, મક્કાર મા બેટાએ સાથે મળી તેને આબાદ છટકામાં સપડાવ્યો. ખરેજ તે કટોકટ પળે ડીકને લાગ્યું કે તે લાલચુ શેહતાનોની તેને એમ ફસાવવામાં એ મતલબ હોવી જોઇએ, યાતો તે લાલચુ મા બેટીએ સંપ કરી, જુદી જુદી રૂપે ઝીલા માટે બેવડી રકમ ઉપજાવવાની નેમ રાખી હોય, યા તો તે ફરેબી ઓરતે છેલ્લી ઘડીએ પોતાના બેટા આગળ ભડકો ફોડી દઈ, ફરેબ અને મક્કારથી અબદુલને કીનાની તલબમાં ઉશકેરી મુકયો હોય. ગમે તે હોય, પણ એટલું તો સીધ્ધ થઇ ચુકયું કે એ દગામાં તે બુઢ્ઢીનોજ મોટો ને મુખ્ય હાથ હતો. અને તેજ તે ભોલા ભલા જવાનને તેણી પ્રત્યેની સહેજ સાજબી સારી લાગણીને એકદમ ધીકકારમાં ફેરવી નાંખવાને પુરતું હતું. તે અંધારી ગલીમાંની એકાદ ઝુંફતી જાગતી રોશનીની મદદથી ડીકને તેની સામે ઉભેલા શહેતાનનો ચહેરો બારકીથી તપાસી લેવાનું બની આવ્યું. આહ! ખરેખર તેણે જોયું કે વગર શકે તેના ફ્રેંડ વીન્ટરના કહેવા પ્રમાણે તે ચહેરો બેશક આગળ ઘણો ખુબસુરત હોવો જોઇએ પણ અફ-સોસ કે હાલમાં તેના પર કીનો, કપટ, ને ધીકકારનો અચુક છાપ પ્રગટી નીકળી, એક લોહી તરસ્યા ખુની મીસાલ તેની ઝનુનથી તસતસ થતી આંખો અંધારામાં ચમકી રહી, બને તો તે શીકલને

વધારેજ ખરાબ બનાવી, ગોયા એક દોજખના ત્યનું રૂપ આપી રહી હતી. વળી તે શહેતાનની પાછળ એકજ નજર ફેંકતાં ડીકે એ પણ જોઇ લીધું કે તેનો મળતીઓ તો એક બીલકુલ ઉતરતા વર્ગનો લોફરમાં લોફર એક ઘાતકી ગળાં ફાંસુ ખુનીજ તેના ગંદા વસ્રાં કદમને કદરૂપા દેખાવથી શીધ્ર થતો હતો.

વળી બચાવના એક પણ હથયાર વગર, એક આબાદ છટકાં મીસાલ તે સાંકડી અંધારી ગલીમાં સપડાઈ જવાથી, તે બંન્નેની જીંદગી દેખીતીજ ઘણાજ ભયંકર જોખમમાં હતી, એમ તે કમનસીબ જવાન ખુલ્લું જોઈ શક્યો. કોઇબી પળે તે બન્ને બદમાશો એકજ વેળા તેની પર તુટી પડે એ તદન સંભવીત હતું ને ત્યારે તેવા એક હુમલા વખતે પોતાનો બચાવ કરવા તે છુટનોજ ક્યાં હતો? આહા! તે બધો વખત તે અભાગણી બાળા કમનસીબ ઝીલા તેના હાથોને મજબુત વળગી રહેવાથી તેણે પોતાને એક ઘણીજ કઢંગી સ્થીતીમાં મુકાયલો જોયો. જો કે આવી કીમગની મુશકેલી તે બાહદુર જવાન માટે આ કંઈ પહેલ વહેલીજ નહી હતી. ઉલટું એકથી અનેક વખત એથી વધારે ખરાબ સ્થીતીમાં શાંત મગજે તલરેવાર યુકતી ને દાવપેચ અજમાવી તેણે પોતાના હરીફને માહત કીધા હતા. તેમ આ વખતે બી તે બાહદુર જવાને જરા બી હીંમત હારી નહીં જતાં શાંતપણે પોતાની અક્કલ હુસ્યારી નોજ ઉપયોગ કરવાનું વાજબી ડહાપણ દેખાડયું. તેણે ઝીલાને ઘણુંજ ધીમેથી થોડાક શબ્દોમાં ભોંય પર સુઇ જઇ, દીવાલની આતરાફમાં જેમ બને તેમ સંકોચાઇ રહેવા જણાવ્યું. ને શું કહેવાની જરૂર છે કે સ્યાણી ચાતુરીએ એક પણ અવાજ કાઢ્યા વગર પોતાને કહેવા પ્રમાણે તુરતજ કીધું? આહ! પ્રીય વાંચનાર, મને

આજ ટકે પુછવા ને જાણવા ગમેચ કે ઝીલા બદલ જો આપણી નાજુક તેહમી, એમી, કે શીરીન મડમોમાંની એકાદ હતે તો શું કરતે! હું ધારૂંચ કે જરૂરજ ખુબ બરાડા કરી મુકી બાપડા ડીકને ધ્રુજાવીજ મારી, તે બંન્નેને માથે ભમનાર જમના દુતને વહેલુંજ ઇજન કરી દેતે, અગર બેશુદ્ધ થઈ તુટી પડતે; કેમ ખરૂં કેની? પણ ચાલો આપણે પાછાં ડીક તરફ ફર્યે. જેવી ઝીલા તેના હાથથી છુટી થઈ કે બીજીજ પળે તેણે કુદકો મારી પેલુ ફાનુસ જમીન પર ફેંક્યુ ને હવે બીલકુલ અંધારાંનો લાભ લઇ, તે બાહાદુર જવાન તે બદમાશો તેના પર ધસારો કરે તે પહેલાં એક આંખના પલકારામાં તે ઝીલાની બાજુમાં જમીન પર સુઇ ગયો, કે તેજ પળે તે મુછ બદમાશો પોતાના શીકારને છટકવા નહી દેતાં, એકીજ વેળા ડીક જ્યાં ઉભો હતો, તે તરફ ધસી આવ્યા, કે બીજીક પળે તેઓમાંનો એક જે ડીકની નજદીક હતો, તેનો એક પગ જોશમાં ખેંચી કાઢી તેને જમીન પર પછાડી દીધો. સારે નસીબે તે અબદુલ હતો, ને તેનો મળતીયો તેની સાથે તુટી પડવાથી, હવે અંધારાથી થયલા ગોટાલામાં તે મુછઓજ એકેકને સરવવતી ભણુતા એક બીજાને ટોટે બાઝી ખુબ ઝનુનથી લડવા લાગ્યા. ને તે સોનેરી ટકનો લાભ લઇ, ડીક તે ચતુર બાળાને "કવીક" કરીને કહેતાંજ તેબી એક હરણીની ઝડપથી હલકાં ફુલ પગલાંએ તે ગલીને નાકે દોડી પોંહચી બાહર નીકળી ગઇ. પણ અરે! તેણીની પાછળ તે સાંકડી શેરીમાંથી જેવો ડીક બાહર પડવા ગયો, કે બદમાશ અબદુલ, જે એટલા અરસામાં તો પોતાની ભુલ જોઇ, નાહસતા શીકાર પાછળ જીવ નાંખતો કે દોડતો આવતો હતો, તે હવે ઝેરી નાગ મીસાલ ફુંફારા મારતો તે કટોકટ ઘડીએજ કમનસીબ ડીકના લગોલગ જઇ પુગી, એક પળની બી ઢીલ વગર એક લાંબી ધારદાર

છરીથી તે શુરા જવાનને ડાબા હાથ પર એક જખમ કરી દીધો. સારે નશીબે તે મુજીનાધારવા જેટલો કાતીલ નીવડયો નહી, કેમ જે તે બાહદુર જવાને બીજીજ પળે તે શહેતાનને ગળામાંથી મજબુત ધરી, તે ખવીસનું માથું ખુબ જોશથી એ વખત બાજુની દીવાલ સાથ અફાળ્યું, કે તેજ વખતે તે હીચકારો હેરેમન શુધ ખોઇ તે પહેલવાનના પગ પાસે તુટી પડયો.

. તે એવી રીતે હફરીને માહત કરી, તે ઝીલા આગળ એકદમ ધસ્યો. તેણે તેણીને ગભરાટથી ધ્રુજતા યાતો ધાસ્તીથી બેશુધ તુટી પડેલી જોવાની આશામાં, તે તેણીને કંઇક ધીરજ ને સધીયારાના સખુન કહેવા જતો હતો, પણ તેણે અજાયબીને મગરૂબી વચ્ચે જોયું, કે તેવા એક પણ શબ્દની તે બાહદુર બાળાને જરૂરજ હતી નહી. કેમજે તેણી બંન્ને બાજુથી જે ઉમદા લોહી ધરાવતી હતી, તેમાંના એકને પણ હીચકારાંની ઉપમા આપી શકાય નહી. તેઓ હવે ઝડપથી રસ્તો કાપતાં લગભગ બોટની નજદીક આવી પુગ્યાં, જેવામાં તેમની પાછળ થોડાંક માણસોના બુમરાણથી ડીકે પાછળ ફરી જોયું, તો અહદ્દસાશોની એક ટોલીને મુખડે ખુદ શયતાન અબદુલ્લજ તેના તરફ ધસ્યો આવતો હતો. જે જોઈ ડીક હજી તો ઝીલાને પોતાના સામેથી આવતાં ખલાસી સાથ ચાલી જવા કહે, તેટલાંજ તે હારબરનો ઓફીસ્યલ તેમની સામે આવી ઉભો, જેને જોઇ ડીકને સ્વાભાવીક. તરખાત છુટી, કેમજે હવે તેને એક કેવા શુધ્ધ, ને સ્ત્રીકટ આદમીની બારીક કસોટીમાંથી પાસ થવાનું હતું, તે તેણે જોઇ લીધું. જ્યારે અજબ કે તે અમલદારને જોતાંજ તે આખી ટોલી ઉભી પુછડીએ નાહસી ગઇ, જ્યારે ફકત અબદુલ્લજ ખુદ પોતા માટે ગભરાતો જેવો, ડીકને વેરભાવથી જોતો, ફીણ ફીણ થતો ત્યાંજ અટકી ઉભો.

"એ શુ ગડબડ છે?" તે અમલદારે કરડાઇથી ડીકની તપાસ શરૂ કરી. ને સામે ઉભેલા તે ખવીસને દેખાડી ડીકે ખુલાસામાં કહ્યું "સાહેબ, આ એક ચોર છે, ને એણે એક ગલીમાં મારા પર હુમલો કરી. મને લુટવાની કોશેશ કીધી,"

"જુઠું 'તદન જુઠું" હયાં અબદુલ વચ્ચે પોકારી ઉઠયો. "ઉલટું એજ મારી ઓરતોમાંની એક ચોરી ગયો છે." અને તે પાપીની એ ખોટી દલીલના રહીયામા, વીજળીની ઝડપે ડીકને એક ખ્યાલ સુજયો, ને તે શુધ્ધો જવાન પેલી બુઢયાના વચન યાદ કરતાં કંઇક નાચારીથી ન છાજતો જવાબ દેવાને લલચાયો.

"તેણી મારી છે, ખુદ મારી ઓરત છે." ડીકે નાચારીથી ધીમે સાદે ખુલાસો કીધો, કે અબદુલ તો જાણે તેને ખાઇજ જવા માંગતો હોય તેમ ડીકના આંગ પર ધસ્યો, જેને અમલદારે વખતસર અટકાવી, તે પાપીના મોંઢેથી નીકળતા ગલીચ શબ્દો પર મુદલ ધ્યાન નહી આપતાં, તેણે હવે ઝીલા તરફ ફરી, ડીકની સચ્ચઇમાં કંઇક વજુદ છે કે નહી તે જાણવા માંગ્યુ.

"બાનુ, એ ખુલાસો ખરો છે કે? તમો આ જવાનનીજ ઓરત છેવ કે?"

ડીકે તે નીરદોષ બાળાના ચહેરા પર થતા ફેરફારો નહી જોવાની મકસદથી પોતાની નજર બીજી તરફ ફેરવી નાંખી, અને તે નીરદોષ નાજનીન ફકત એક પળ માત્રની ઢીલ કર્યા પછી ઘણુંજ ધીમેથી, પણ મકકમ સાદે બોલી

"હા, એ ખરૂંજ છે." તેણીના એ જવાબથી તે અમલદારની ખાત્રી થઇ, ને તેણે પેલા ઢોંગી, હઠીલા અબદુલને એક આંચકાથી

દુર હડસેલી દીધો, છતાં તેઓનું મેહાન હજી સાફ થયું હતું નહી. તે એક ઉંચે ઉંચે રાસ્ત ઇનસાફના ચાહનાર આદમીએ પેલી ઇંગલીશ બોટ, તથા એક ઇંગલીશ જેવાજ દેખાતા પેલા ખલાસી તરફ શકની નજરથી જોઇ, તેણે કંઇક શંકાથી પોતાની તપાસ આગળ ચલાવી.

"આ બોટ તો કોઇ ફીરંગી માલેકની પેલી મોટી યાટને લગતી છે, તો તારી ઓરતને તું ત્યાં કાંય લઇ જાયછ."

"ત્યાં લઇ જવાની તેવણે મને છુટ આપેલી છે." એ હાજર જવાબથી તે ટોપીવાલાનો સઘળો શક દુર થયો, ને તેણે હવે જરાબી હરકટ વગર બેઉ પાસ થવા દીધાં.

ને હવે નચીત જીવે ઝીલાને બોટમાં ઉતારી. તેઓ યાટ તરફ ખુશ ખુશાલ હંકારી ગયાં, જ્યારે શયતાન અબદુલ તહરેવાર ચાળા પાડતો તે દેખાવ નીકળી પડતા ડોળાએ જોતો દાંત્યું વકાસતો ઉભોજ રહી ગયો.

જેવા ડીક ઝીલાને લઇ યાટ પર ચઢયો, કે મીસીસ શેરવીન જે કયારની સઘળુ માંજનું તપાસતી તુટક પર ઉભી હતી, તેણી ગોયા સવાલોની એક હારમાળાજ પોતાની દીલજીત આંખોમાં સમાવી દઇ, તેમણે જોતાંજ તેઓ તરફ દોડી આવી. તેણીનો ખુબસુરત ચહેરો અજાયબી, ગુંચવણ, ને બેહદ આતુરતાની મીશ્ર લાગણીથી તે વેળા જોવા જોગ હદ સુધીનો રમુજી લાગતો હતો, ને તેણીને જોતાંજ શું મામલો છે તે પામી જઇ, ડીકે ટાઢાંજ પાણીએ કાસલ કાઢતાં જણાયું.

"હલ્લો મીસીસ શેરવીન, હું તમને જોઇને ઘણો ખુશી છું. લેવ, તમારો ટાઇમ પાસ કરવા કમપેન્યન તરીકે હું એક મારા

ફ્રેંડની છોકરીનેજ શોધી લાવ્યોછું. માટે મેહરબાની કરીને તમો એ બાનુંનો ચાર્જ લેશો ?"

"તમો બંન્નેના રૂમોની ગોઠવણ પાસે પાસેજ કીધેલી છે." તેણે ઝડપથી વધાર્યું.

એ સાંભળી તે ગર્વી બાનુ, સવાલોનો ગોયા એક મોજોજ પોતાના હાથોમાંથી નીસરી પડતો માહ મેહનને અટકાવી દઇ, બીજી ટક મળતાં સુધી ખામોશજ રહેવાનું વાજબી ધારી, ચુપચુપ ઝીલાને લઇને ચાલતી થઇ. તેણીના ગયા પછી ડીક પણ પોતાના રૂમ તરફ દોડયો ને ઝડપથી ડીનર માટે તઇયાર થઈ જઈ, પાછો તુટક પર આવી ઉભો. રાત પડી ચુકી હતી. આકાશમાં હયાં ત્યાં છુટા, છવાયા તારાઓ પોતાની ઠંડી રોશનીથી તે શીહા રાતનો અંધકાર દુર કરવાની કંઇક કોશેષ કરી રહયા હતા. ડીકે આવતાંની સાથ લંગર ઉંચકાવેલું હોવાથી તે સમુદ્રનાં શાંત પાણીમાંથી તે રમકડાં સરખી યાટ હવે પુર ઝડપથી રસ્તો કાપતી, ગડબડ ઘોંઘાટ ભર્યા કીનારેથી દુર થઇ જઈ, તે એકાંત રાત્રાની શાંતીમાં, એક સરખો ચાલુ ધીમો અવાજ કાઢી, કાનને કંઇક દીલખુશ મ્યુઝીક સંભળાવી રહી હતી. જે સઘળું બેધ્યાનપણે નીહાળતો ડીક તે તુટકની રેલીંગને અઢેલી વીચારોમાં લીન થઇ ઉભો હતો. જેવામાં કોઇના પગલાઓથી ચમકી તેણે પાછળ ફરી જોયું, તો મીસીસ શેરવીન હસ્તે મુખડે તેની બાજુંમાં આવી ઊભેલી જોઈ. તેણી કંઇક ખુલાસાની તલબમાંજ ડીકને પોતાની કેબીનમાંથી બાહર પડતાં જોઇ, ઝીલાને એકલી છોડી એ તરફ સટકી આવેલી હોવાથી તેણીએ આવતાં સાથ સવાલો જારી કીધા.

"હુ ધારૂંચ મીસ ઝીલાને ડીનર માટે તૈયાર થતાં થોડો વાર લાગશે. તેણી બહુજ ધીરી છે. બાય ધ બાય તેણીનું બીજું નામ શું છે ?"

"હાલને કાજ તો એજ નામ પર તમારે શુક્રાના કરવા પડશે." તેણે હસીને ઉતર દીધો. પછી વાત ફેરવી નાંખતાં બોલ્યો. "હું આશા રાખુચ કે તમ સરખાં બાનુની ખુશ કંપનીમાં તેણી સઘળું ભુલી જઇ, થોડાજ વખતમાં ખુશાલ અને આનંદી બની જશે. કેમજે હમોને 'સ્મીરનાં છોડતાં લગાર ભારી ભાગ ભજવવો પડયોચ."

"હા, તેણીએ ફકત એજ એક બાબદ મને અરેબીક જાણતી એક મેડની મદદથી જણાવી ખરી, જે પરથી હું ધારૂંચ ડીક કે, તને તેણી સાથ લાબા વખતની પીછાણ હશે." તેણીએ કહયું

"હા, જો તે લાંબા વખતમાં ગઇ કાલને મેલી શકાતી હોય, તો તમારૂં કહેવું વાજબી ગણાય ખરૂં." ને હયાં વળી મીસીસ શેરવીનના ડોળા અજાયબી, ને ગુંચવણમાં પોર પરાક ઉંગડી ગયલા જોઇ, ડીકે શેતાન ડાભો કરવા તરતજ ઉમેર્યું.

"હું દલગીર છું, મીસીસ શેરવીન, પણ તમારી એ વાજબી જીગ્નાસાને પેશ પડતો કશોજ ખુલાસો હું હાલ આપી શકતો નથી, પણ જો તમો ધીરજથી થોભશો, તો હું વચન આપુંચ, કે થોડાજ દહા-ડામાં તમો એક લંબાણ સંતોષકારક ખુલાશો મેળવશો. પણ વારૂં, હું એમ પુછું કે તમને એથન્સ' સુધી જવાબમાં કંઈ વાંધો તો નથીની ?"

"નહી જરાબી નહી." તેણીએ ઉલટભર જણાવ્યું. "ઉલટું હવે તો એક લેડીની સાથ મળેલી હોવાથી હું તારી સાથ ગમે ત્યાં

જવા તંદન તૈયાર છું." ને એમ કહી તેણી તુરતજ ત્યાંથી દોડી ગઇ, થોડી મીનીટમાંજ ડીનર બેલ પડયો, કે ડીકે સલુન તરફ ચાલુ મુકયું. બાનુઓ હજી નીચે ઉતરી હતી નહી, પણ તે માટે તેને ઝાઝું ખોટી થવું પડયું નહી. જરા વારમાંજ બંન્ને બાનુઓ ત્યાં દાખલ થઇ, ને તેમણે જોતાંજ ડીક તો અજાયબીની એક આહ સાથેજ, તે બે બાનુમાંની એક જે વગર શકે ઝીલા હતી, તેણીને ટીકનો દીગમુઢ જેવો ઉભોજ રહી ગયો. આહ! તે શું જોઇ રહયો હતો? તે માથાથી પગ સુધી ઢંકાયલી ટરકીશ ગર્લ, ને હાલ તેની ભભરાયલી ચશમો સામે આવી ઉભેલી, એક સુંદર પ્લેન ફ્રોકમાં સજ થયલી તે ગ્રેસફુલ યંગ લેડીમાં આસમાન જમીનનો ફેર પડી ગયો હતો. ને જો કે એ ડ્રેસના ચેન્જથી તેણીમાં મોટો ફેરફાર જોઇ શકાતો હતો, છતાં ડીકને લાગેલો શોક કંઇ એટલામાંજ આવી અટકનો હતો નહી. તે તો તેણીનો અની ખુબસુરત મનમોહન મુખડો વધની જતી તાજુગી સાથેજ ટીકી રહયો હતો. તે તો ગોયા કોઇ ખુબસુરત દેવીની જાદુઇ અસર તળેજ દબાઇ ગયો હોય તેમ ફાટેલે ડોળે તે મનહર મુખડામાં શરમ અને ઓશકથી થતા દીલજીન ફેરફારો જોતો બેભાન જેવો ઉભો હતો. ચતુર મીસીસ શેરવીન, તે દીલજીન તાજલાથી ગમ્મત પામી, મસ્તીની આંખે તે બંન્નેને વારા ફરતી થોડી પળ સુધી જોયા પછી હસ્તે મુખડે શરમથી લાલ બનેલી ખુબસુરત ઝીલાની મદદે આવતાં બોલી.

"જેમ સુંદર પીછાંથી એક પક્ષી શોભી રહે છે, તેમ મીο ડીક, ખુદાની મહેરથી હમો બન્ને લગભગ એકજ સાઇઝના હોવાથી, મારો રોઝબરી કલર ફ્રોક તેણીને ઘણોજ સરસ સૂટ થાયછ નહી

વારૂં ?" તે મસ્તાન બાનુએ ચુચી આંખ કરી ડીકને મગલીશમાંજ પુછ્યું.

"હા, તેમ છે ખરૂં." કંઇ પણ જવાબ તો આપવોજ જોઇએ, માટે માહ મુશકેલીએ અટલા બે ત્રણ શબ્દો બોલી, તેણે હવે તે સુંદર ચહેરા પરથી પોતાની નજર ઉંચકી લઇ, તે હવે ગુપચુપ પોતાની જગા પર જઇ ગોઠવાયો. તે જરા વારમાંજ પોતાના મન પર સંપુર્ણ કાબુ મેળવી લઈ, તે હવે પટપટબોરી બાનુંના ધડ પુછડાં વગરના ટાહેલાંમાં ઉલટથી ભાગ લઇ, વચ્ચે વચ્ચે ઝીલાને પણ અરેબીકમાં કંઇ કંઇ પુછતો જઇ, તેણીને પણ તકરારમાં ઉતારી, તેણીની ઓશક મોટે ભાગે દુર કરી શકયો. આખરે કંઇક ઉલટ તો કંઇક મનની બેરાની સાથ તે ડીનર પુરૂં થયું, ને ડીક હવે ઝીલા સાથ એકલાં પડવાની ટક કેમ મેળવવી તેના વીચારમાં, તેઓની પાછળ તે પણ તુટક પર જઈ ઉભો. ખચીતજ તેને હજી તો ઝીલા સાથ ઘણાક ખુલાસા આપ લે કરવાના હતા, બલકે તેણીના જન્મની સઘળી કેફયતથી તેણીને વાકેફ કરવાની હતી જે માટે તે ઝીલા સાથ એકલો પડવા માંગતો હતો અને જાણે તેની એ મનની હાલત મીસીસ શેરવીન પામી ગઇ હોય તેમ જરા વારમાં તેઓને બંન્નેને હસ્તે મુખડે છોડી ગઈ, પણ જતાં જતાંબી તે ચબાવ્રી બાનું ડીકના કાનમાં ફુંક મારવાનું ચુકી નહી,

"ઓ, ડીક, ખરેજ તેણી કેટલી બધી ખુબસુરત ને ગ્રેસફુલ છે. જો તું મને એ બ્યુટીને લંડન લઈ જવા દે, તો મારા ખુદા તેણી ત્યાં જબરૂં સેન્સેશન કરી મુકશે એમાં કંઇજ શક નથી." ને તેણી હસ્તી હસ્તી ત્યાંથી ચાલી ગઇ. હવે તેઓ એકલાં પડતાંજ ડીકે ધીમેથી પુછ્યું.

"ઝીલાં, મને ડર લાગેછ કે છેલ્લા બનાવથી તુંને ઘણી દેહસ્ત લાગતી હશે. ને તારી જીંદગીમાં થયલા એ અચાનક ફેરફારથી તું સ્વભાવીક ઘણી ગુંચવાતી હોવી જોઇએ."

"નહી." તેણીએ પોતાની તેજસ્વી કાળી આંખો બચ્ચાં સહી નીરદોષતાથી તેના ચહેરા સામી ઉંચકી ધીમા મધુર અવાજે કહયું. "ઉલટું એવા એકુ ફેરફારની હું ચાલુ ઉમેદ કરતી હતી. જો કે હું જાણતી હતી નહી કે કાંય, પણ તોબી હું જેવી સમજની થઇ કે મને એમજ લાગવા માંડયું કે અબદુલ મારો બાપ હતો નહી. વળી તે ને જોહરા જ્યારેબી મરાતાં ત્યારે કંઇ એવું વીચીત્ર બોલી દેતાં, કે હું મારા સંબંધી કંઇ પણ ભેદ હોવાનું નક્કીજ માનતી થઇ. ત્યારપછી વળી એક દહાડો એક બેબીના કપડાં મારી નજરે પડયાં, જે જોકે મારાંજ હતાં. તોબી મેં જોયું કે તે એક ટરકીશ ગર્લના કરતાં એક ઇંગલીશ બેબીના જેવાં લાગતાં હતાં. ને આખરે છેક ગઇ કાલે રાતેજ ઝોહરાએ મને એ ભેદી કેફયત, કદાચ તમામ તો નહી, પણ થોડે બાગે કહી સમજાવી."

"હું ખુશી છેઉં ત્યારે કે તું એ ભેદથી વાકેફ થઇછ અને હવે તારે જાણવું જોઇએ કે તું હયાં તદન સલામત છે, ને હું તુંને 'એથન્સ' તારા પપા આગલજ લઇ જાઉંછ. એવણ બચારા ઘણી ખંતથી આજની ઘડી સુધી તારે માટે શોધ ચલાવતા હતા અને હવે હું આશા રાખુંછ કે આપણે 'એથન્સ' જઇ પુગે તેટલો વખત તું હયાં તદન બેફીકર, ને ખુશાલ તરબ્યતની બનવા તારેથી બનતું કરશે" ડીકે કહયું.

"હું હયાં પુરતી સુખી છું." તેણીએ કહયું. "હું તેઓના

બસમાંથી સદાની છુટી થવા માટે ખરેખર ઘણી ખુશી છું. પણ શું મને મારા પેદર સાથે લાંબો વખત રહેવું પડશે કે?"

"એટલે?" ડીકે અચરત થતાં કહયું. "તું શું કહેવા માંગેછ તે હું સમજી શકતો નહી. અલબત તું હવે હમેશનીજ એવણ સાથે રહેશે." તે બીહધો કે રખે તે ગરીબ બાળા તે જુલમગારોના હાથમાં પાછી જઇ પડવાની કંઇક ખ્યાલી બીહકથી એમ પુછતી હોય, તેથી તેણે તે બાળાને સધ્યારો આપવા છેલ્લા વાકય પર વધુ ભાર નાંખ્યો. પણ અજબ કે તે સાંભળીને ખુશી થવાને બદલે તે નીરદોષ પુતલી ખુલ્લી અજાયબી સાથ કંઇક નાસીપાસીથી ફીકકી બનતાં ધ્રુજતે સાદે બોલી ઉઠી.

"આ એમ છે," પછી જરા વારે ધીમે સાદે ઉમેર્યું. "ઝોહરાએ તો મને એમ કહેલું કે તમો સાહેબે મને ખરીદી લીધા છે." ને એ સાંભળી તે અસીલ જવાનના તનબદનમાંથી દેહશતની એક ધ્રુજરી પાસ થઈ ગઇ, અને તેને બરપા થયલો ગભરાટ છુપાવા તેણે પોતાનો ચહેરો ફેરવી નાંખતાં કહયું.

"એ એક ઘણી ગંભીર ભુલ છે, બલકે તુંને છેતરવા એવી યુકતી તેણીએ અજમાવી હોય, બાકી તારે જાણવું જોઇએ કે ફીરંગ્યનો કદીબી બાનુઓને ગુલામ તરીકે રાખતા નથી." તેણે માયાથી સમજાવ્યું.

"પણ હું તો તમારી ઓરત છું. હું તમારીજ મતા કહેવાઉ." તે ભોલી ભાલી બાળાએ હજી પોતાના ટરકીજ શીક્ષણ ને રસમને વળગી રહેતાં, વધુ ને વધુજ ગુંચવાઇ જતાં પાછું પુછયું. "વળી તમે પોતેજ પેલા અમલદારની તપાસ વખતે શું એમ નહી બોલ્યા હતા?"

"તે બી એક ત્રીકજ હતી. તેવા એક બાહણુંની આપણા બચાવ માટે ખાસ અગત હતી. નહી તો તુંજ વીચારની કે આપણે તે વગર છટકીજ કેમ શકતે? પણ તુને એ બાબદ પર મુંઝાવાની જરાબી જરૂર નથી. ઝીલા, હું તુને ખાત્રીથી કહુંચ કે મને તારા પર કોઇ પણ બાબદમાં એક કગરસ જેટલો બી હક પુગતો નથી. તું પોતે તદનજ છુટી છે." આહ! તે ગરીબ જવાનની હાલત ખરેજ દયા ખાવા જોગ થઇ પડી હતી. તે બચ્ચાં જેવી નીરદોષ બાળાને એકેક કરતાં બબે મરતબે એવી રીતે છેતરી, તેણીના કોમળ ભેજામાં એવો ધખારો પેવશ થવા દેવા માટે પોતે પોતાનેજ જોખમદાર માની લઇ, તે અંદરખાનેથી ઘણો દુખી થયો. વધુ એટલા માટે કે તે નાજનીનના કહેવા મુજબ ખરેખરજ તેણીને ખરીદી લેવા જેવુંજ તેણે કીધું હતું અને તેથી તે મનશે બહુ અટવટ કરવા લાગો. પણ શું તેના છેલ્લા ખુલાસાથી તે સુંદરીના મનનો ગુંચવાડો દુર થઇ શકયો? નહી. તે ભોલી બાળાની મુઝવણ તો હજી જેવીને તેવીજ રહી. સામું તેનો ઉંધોજ મીનીંગ કરી તેણી એટલુંજ જોઇ શકી કે એક યા બીજાં કારણે તે ગોરો સાહેબ તેણીને નાપાસ કરી તેણી પરનો સઘળો હક ઉડાવી લેતો હતો. ગરીબ ભોલી બાળા! તેણી તે સાહેબની નજરમાં ખામી રહીત પુરવાર થઇ નહી, એવા ખ્યાલથી દુ:ખી બની જઇ, તેણીએ ગંભીર શોકાતુર નજરે બે પળ ચુપકીદીમાં બેધ્યાનપણે ટીકયા પછી ધીમા દુખી અવાજે પુછયું.

"હું ધારૂંછ મારે બુરખો પાછો ચાલુ કરવો જોઇએ."

"નાહી, તેમ કરવાની કંઇજ અગત નથી." ડીકે તે વીચીત્ર સવાલ કરતાં, તેણીના તે બદલાયલા અવાજથી વધારે અજબ

થતાં કહ્યું. "તારા પપા ઇંગલીશ મેન હોવાથી તું બી ઇંગલીશજ ગણાય ને એક ઇંગલીશ બાનુને એવા પરદાની કશી જરૂર હોતી નથી. હા, તને પહેલાં જરા અસીકું લાગશે ખરૂં, પણ વખત જતાં એની ગેરહાજરી તુંને ઝાઝી લાગશે નહી."

"પણ મેં તેમ કરવા માંગ્યું, તે એટલાજ માટે કે મારા એ ચેહરામાં કંઈ પણ ખામી હોવાથી જો તમારી નજરમાં તે પસંદગી પામી શકતો નથી, તો પછી તે ઢાંકી દીધેલો સારો," તેણીએ કહ્યુ !

"ઝીલા !" તે અસીલ જવાન એ સાંભળી પાણી પાણી થઇ જતાં દુખથી પોકારી ઉઠયો. તેણી શું ખાઇ પીને તે શુધા જવાનની તેવીજ સાચ્ચી પ્રમાણીક લાગણીને ગેરઇનસાફજ કરવા બેઠી હતી કે ? તેણીના એવા ભરભર બોલવાથી જો કે તેની લાગણી ઘણી દુખાઇ, છતાં તેણે તે બાળા પ્રત્યે સહેજબી ગુસ્સો નહી દેખાડતાં તેણે કંઇક દુખી ગંભીર અવાજે કહ્યુ

"ઝીલા, હું હું ધારૂંચ કે તું હવે નીચે જઇને રેસ્ટ લે તો સારૂ. આઇ મીન તુ વહેલી બીછાણેજ જઇને આરામ લે, એમ હુ ઇચ્છું છું."

અને બીજીજ પળે તે તાબેદાર સુદરીએ ટરકીશ રસમ પ્રમાણે માનથી નમીને ત્યાંથી ચાલી જવા કીધું, પણ ડીક તેણીને એવી રીતે ચાલી જતાં અટકાવી બોલ્યો.

"ઝીલા, હવે તારે એ રસમો છોડવી જોઇશે. જો હમે ક્રીશ-ચ્યનો 'ગુડનાઇટ' કરીને કહયેછ અને બાજે વેળા એમ શેકહેન્ડ કરી 'ગુડનાઇટ' ઇચ્છયેછ." અને એમ કહી તેણે તે નાજુક સુંવાલો

હાથ પોતાના હાથમાં લઇ, કંઇક લાગણીથી દાબ્યો. ને એ અજબ જેવી રૂઢીથી રમુજ પામી, તેણી હસ્તે ચહેરે બોલી.

"ખરેખર એ ઘણુંજ નવાઈ જેવું ને સુંદર લાગેચ. પણ તે ઇંગલીશ છે તેથીજ કરીને એમ વધારે લાગતું હશે કે ?"

"બેશક. તેથીજ" કંઇક આનાકાની સાથ તે હાથ છોડી દેતાં, તેણે દબાયલા અવાજે કહયું. ને તેણીના જવા પછી તેણે તે સર ગોર્ડન ત્રેફ્ડની ખુબસુરત બેટીના પ્યારમાં નથી પડયો એમ પોતાના મનને સમજાવી લેવાની ઘણીક કોશેશ કરી જોઇ પણ વ્યથ તે જેમ એ ખ્યાલથી દુર થવા માંગતો, તેમ તેના વીચારો વધુને વધુ તે ચેહરેનમુન સુંદરી તરફજ દોડતા રહી તેમ ખરેખર જ હોવાનો સાબુત પુરાવો આપતા ગયા. જ્યારે ચતુર મીસીર શેર-વીનને પણ એ શું મામલો હતો તે ચેતી જતાં વાર લાગી નહી; ને ત્યારે તે ભલી બાનુ ને બંન્ને વહાલાંઓને એકલાં પડવાની કાળજીથી ટક આપતી રહી. જ્યારે તેઓ ત્રણે તુટક પર હોય, ત્યારે તેણીને પોતાની કેબીનમાં કંઈ ઘણુંજ તાકીદ ને જરૂરનું કામ હોવાનું એકા એક યાદ આવી જતું, ને નહી તો તેઓ જ્યારે સલુનમાં એકઠાં હોય ત્યારે તેજ વખતે તેણીને કંઈ નહી તો પોતાના ફેફસા માટે એકદમ ચોખ્ખી હવાનીજ અગત જણુઈ આવતાં, તેણી તુટક પર દોડી જતી અને એવી રીતે તે મધુરીની તેટલીજ મોહક કંપની, તેણીના મીઠા પટપટારા, ને ખુશાલ સહેલગાહમાં આઠ દહાડા કયાં પાસ થઇ ગયા તે ડીકની બલાનેબી ખબર પડી નહી. સર ગોર્ડને આઠ દહાડા પછી એથન્સમાં હોવાનુ કહેલું હોવાથી ડીકે તેટલો વખત તે તરફની દીલપઝીર સીનસીનરીઓની અતરા-

ફ્રમાંજ યાટ ફરતી રખાવી હુતી પણ આહ? આખરે તે જાલીમ જુદાઇનો દહાડો આવી પુગતાંજ ડીક કુદરતીજ બેચેન અને ઉદાસ બની ગયો અને તેની એવી ઉદાસી જોઇ, કંઇક દયાને દીલસોજીથી હોય, યા તો ખુદ તેણીને પોતાનેબી તેના સરખા એક માયાળુ મીત્રની તેટલીજ મમતાળુ પનાહ છોડી જવાં ગમતું નહી હોય, તેમ તે મીઠી મધુરી ઝીલા પોતે પણ અસુખી ને અણુમની જણાવા લાગી. તે યાદ્ગાર સહવારની એક રાત અગાઉ તેઓ બંન્ને તુટક પર એકલાં પડયાં, ત્યારે ડીક કંઇ નહી તો ફક્ત તે બખ્તાવર દહાડો તેણીની જીંદગીમાં હવે પછી જે સોનેરી સફો ઉંઘાડનાર હતો, તેજ એટલા એક સધ્યારાથી ખુશાળ ને આનંદી દેખાવાની એક નબળી કોશેષ કરવાની જીવ પર જોરાવરી કરતાં બોલ્યો.

"ઝીલા, આવતી કાલે તું તારા પપાને અઢાર વરસે પહેલ વહેલી મળશે." તેણે વાદલાંમાંથી તુરતનાજ બાહર નીકળેલા થંડા તેજસ્વી માહતાબ તરફ પોતાની નજર ઉંચકી ધીમે સાદે કહયું,

"હા." કંઈ પણ ઉલટ વગર લગાર દલગીર સાદે તેણીએ ટુંકો જવાબ દીધો,

"તુ તેથી ખુશી તો છેની?" તેણે અકલાઇને પુછયું.

"ઓ યસ," તેણી શાંતપણે બોલી. "હું ધારૂંછ એવણ મને જલદીજ હયાંથી કેડે દુર લઇ જશે." અને એ સાંભળી દુખનો એક મજબુત ઝટકો તેના જીગરમાં લાગો ને તે ગમખવારીથી બોલ્યો.

"તે તો કોણ જાણે પણ હું ધારૂંછ તેવણ તુને ઇંગલંડ લઈ જશે, તારે જાણવું જોઇએ કે એવણ એક ઘણાંજ તવંગર ને મોભાવાલા આસામી છે. ને તેવા એકની દીકરી તરીકે તુને ગાડી, ઘોડા, ને વાડી બંગલામાં રહેવાનું, તેમજ સુંદર પોષાક ને કીમતી દાગીનાઓ પહેડી ઉંચ સોસાયતીમાં ફરવાનું છે. ટુંકમા તારો જીવ ચાહે તેમ સુખ ને વૈભવ ભોગવવા તું સામર્થવાન છે, ને હું આશા રાખુંચ કે એ સઘળું તું ઘણી મોજથી ભોગવશે."

"કોણ જાણે ખુદા ઘણો મોટો છે, ને દરેક ચીજ તેના હાથમા છે." કંઇક બેધ્યાનપણે તેણીએ વધાર્યું. "અને તમેબી ઇંગલંડ આવશો કેની, લ્યોનાર્ડ?" ડીકે તેણીને પોતાના ક્રીશચ્યન નામથીજ બોલાવા કહયું, અને આહ! જયાં સુધી તેણીના મીઠા લબોમાંથી તે પ્યારૂં નામ બાહર પડયું નહી. ત્યાં સુધી કોઇ પણ મરદનું નામ એટલું મધુર ને મીઠું હોવાનો તેને ખ્યાલ ગયલો નહીં.

"હું તે જાણુતો નથી, હું તેમ ધારતો નથી. હું મારી યાટમા કેઠે દુર નીકળી જવશ."

"હયાં ઠંડક ઘણી લાગેચ," તેણીએ ધ્રુજતા હાથે પોતાની શાલ નજદીક ખેંચતાં કહયુ "હું મીરીસ શેરવીનને કંપની આપવા અંદર જાઉંછ." તેણી જવા ઉઠી કે ફીકકે ચેહરે તેણીને રોકતાં એકદંગ આગળ વધી ડીક નજદીક આવી બોલ્યો.

"પણ તેણીને કઇ તેની અગત નથી. આઈ મીન તેણી તો પ્યાના પર ગીત ગાવી બેઠેલી છે તું તું આપણે હવે સેજ વખતમાં તો છુટા પડવાનાજ છીએ, તો તો પછી હમણાંજ કાંય મને એકલો છોડી જાય?"

"પણ—પણ મને બહુ ઠંડી લાગેચ. મને જવા દેવ." મોહું ફેરવી નાંખતાં ધીમેથી એટલું બોલી તેણી ચાલી ગઇ. વળતે દીને કંઇક દુખી ને ભારી જીગરે તે ઝીલાને એથન્સના હોટલમાં લઇ ગયો, ને તેણીને દીવાનખાનામા બેસાડી. તે માળ પર સર ગોર્ડનના પ્રાઇવેટ રૂમમા જઇ પોહચ્યો. તેનો ચહેરો લગાર ફીકકો છતાં કંઇ ખાસ બાતમી ધરાવનું તે પરથી ખુલ્લું જોવઇ શકાતું હતું. ને સર ગોડન તેને આવકાર આપવા ઉઠતાં, તે ફીકકો ચહેરો એકી ટગરે નીહાળી અધવચ્ચેજ અટકી પડી ધ્રુજતા લથડતા સાદે બોલ્યો.

"તમે—મને કંઇ કંઈ ખબર આપવા આવ્યાચ, મી૦ ડીક તમારી નબળાઈ માફ કરજો, પણ—પણ એક મીનીટ—"ને એ

તે જેફ પીતાએ બીજા અર્થની ધાસ્તી ખાઈ જતાં એક ધ્રુજતો હાથ પોતના જીગર પર મેળી દઇ, બીજે હાથે ડીકને બોલવાની ઈશારત કીધી. ને તે જોઇ તે માયાળુ જવાને અવલ તો તે દુખી બાપને સધ્યારાને દીલાસાના સખુનોથી હીંમત આપી, પછી ધીરે મકક્મ અવાજે તેની બેટીના છુટકારાની તમામ કેફ્યત બ્યાન કીધી. ને થોડીજ મીનીટમાં તે ઝીલાને તેના કમનસીબ પીતાના હાથમાં મેલી, બીજીજ પળે તે ભારી જીગરે યાટ તરફ નીકળી ગયો. ગોયા તેને મનથી હવે દુન્યામાંથી રોશનીજ ગુમ થઇ સઘળે સુનું ને અધકારજ દીસવા લાગું. ગોયા તેની વહાલી પ્રીયાથી જુદો પડતા તેની જીંદગીમા કઇ રસ કમ જેવું જણાતુંજ નહી, અને મનની એવી હાલતમાં તે તો જેમ બને તેમ જલદીજ ત્યાંથી દુર નીકળી જવા માંગતો હતો, પણ સર ગોર્ડને કંઇ નહી તો ફક્ત આવતી કાલ સુધીજ બારામાં થોભી જવાનું તેની પાસ ઘણું ઓાજરપ્ખવાહીથી માંગી લીધેલુ હોવાથી, તે શ્યાણા જવાને પોતાના જીગરમાં ઉઠતા પ્યારના શોળા ચોવીસ કલાક વધુ તે જળતા જીગરમાંજ સમાવી રાખવાનો દ્રઢ ઠરાવ કરી, તે જેફ ઉમરાવનો સખુન રાખવા કબુલ થયો. જ્યારે આહા તે કમનસીબ બાપ બેટીના અઢાર વરસના તે કરૂણારસીક મેળાપનું કઇ કલમ બ્યાન કરી શકે? અલબત તે દુખી પીતા તો પોતાની તે દીલકશ બેટીને હેતથી પોતાને ગળે લગાડતાંજ ગોયા એક જુદોજ આસામી બની ગયો, છતાં વળતી સહવારે જ્યારે તે ડીકની મુલાકાતે યાટ પર ગયો, ત્યારે ને સંપુર્ણ સુખી જણાયો નહી. અને તે ભલા જવાનનો હાથ આભારી જીગરે પોતાના હાથમાં પકડી રાખી, એક બાપ તોલનીજ ચીંતા ને કાળજીથી પોતાની સામે ઉભેલા તે ખુબસુરત, બાહદુર જવાનના ફીકકા ચહેરા પર નજર નાંખી ધીમા ગદગદીત કંઠે બોલ્યો.

"એક વાર ફરીથી વહાલા બેટા, હું તારો આભાર માનવાની એક વ્યર્થ કોશેષ કરૂંછ. એક વખત તેં મારી જીંદગી બચાવી, ને

એટલુંજ જાણે પુરતું નહી હોય તેમ તેં મારૂં એક પુરૂં બચ્ચુ આટલે વરસે તારા જીવના જોખમે મને મેળવી આપ્યું અને એ સઘળાં કરજનો તો શું, પણ ફક્ત અર્ધોજ કરજનો બદલો હું કહુંછુ કે કોઇ પણ આસામી પુરેપુરો વાળી શકે નહી. ને એવી શેખી કરવાની આશામાં હું કંઇ હયાં આવ્યોબી નથી. તોબી-તોબી મારા બેટા, તુ જાણ કે મારૂં જીગર તારે માટેની તમામ લાગણીઓથી છલોછલ થયું છે, ને તેજ તારી આગળ હું ખુલ્લું કરવા માગુંચ, કે તે લાગણીઓથી આપણ બંને વચ્ચે અંતર જેવું કશું છેજ નહી, ને એક બાપ તરીકેજ તું વહાલા બેટા માટે હું કાળજી કરતો થયોચ, તો હવે સાંભળ, ડીક, કે તેં મને મારૂં બચ્ચું સપર્દ કીધુંચ ખરૂં, પણ કેમ, ને કેવી હાલતમાં? જો કે એક બાપ પ્રત્યેના ઉરપુર વહાલથીજ તેણી મને મળીછ, છતાં ડીક, તેણીનું જીગર તો—મને કહેવા દે બેટા કે હું હમણાં તેણીને બેઅખત્યાર આંસુંઓ વચ્ચેજ છોડી આવ્યો છું. તેણી દુન્યાદારીથી બેખબર હજી તો એક તદન નીરદોષ બચ્ચાં જેવીજ છે, અને મારા એ ફુલ બચ્ચાંનો વીલાપને હું જોઇ શકતો નથી: તેણી રડી રડીને એમજ બોલેચ કે કોઇક રીતે તેણી તુને બંધાયલી છે, બલકે તે નીરદોષ બચ્ચું ઘણા હેતથી એમ જણાવેછ કે તેં તેણીને વેચાતી લીધીછ, અને—" હયાં તે દુખી જવાન હોથ સુધીનો એકદમ ધીકકો પડી જતાં સર ગોર્ડનને અટકાવી દુખી અવાજે બોલ્યો.

"ઓલા, આઇ મીન મીસ ત્રેફ્ડનાજ જેવી દુખી હાલતમાં હું પણ છું, પણ કમનસીબે તેણી માફક આંસુ ઓથી રીહાઈ હુ મેળવી શકતો નથી. સર ગોર્ડન, હુ-હું તમારી બેટીને જાનો જીગરથી ચાહુંચ. છતાં તમારી રજા અગઉ હું તેણીને પુછી શક્યો નથી. મેં ગઈ કાલે તમને બી પુછી લીધું હતે પણ જે પળે તમો તમારાં બચ્ચાંને મળો, તેજ પળે તેણીને પાછી માંગી લેવા જેટલો હું ઘાતકી થઈ શક્યો નહી. તેમજ તેણી મારે માટે એટલી કાળજી કરતી હોવાની મને ખબર હતી નહી. ત્યારે

હવે તેણીને હકદાર રીતે મારી કરવાની મને તમારી રજા છે? તમે મને તેણી આગળ પાછો લઈ જશો?" ને હયાં તે પ્યારા ઘેલો જવાન ઉસકેરાટ, ને અધીરતાથી હાંફતો સર ગોર્ડનના જવાબ માટે થોભ્યો અને પ્રીય વાંચનાર! તેના સરખા એક શુધા સાચ્ચા જવાનની તેવીજ સાચ્ચી પ્રમાણીક માંગણી કોણ તુછકારી શકે? તે જઇફ ઉમરાવ તો વકકી ઉપરાંત તેના એવા જોરાવર સાચ્ચા પ્યારની માંગણી સાંભળી, થોડી પળ સુધી ખુશાલી અને હરખનો માર્યો કશું બોલી શકયોજ નહી. આહા જ્યારે તે બાપડા પર દુખ આવ્યું ત્યારે દરેક બાજુથી સામટુંજ, ને હવે સુખની વારી આવતાં તેબી સામટું ને એકીજ વેળા આવતું જોઇ, તે જઇફ પીતાનું હૈયું હરખ ને આભારની લાગણીથી છલાછલ થઈ રહયું. અને તે બાહદુર જવાનના ખભાપર પ્યારથી પોતાના બંન્ને હાથો મેલતાં લાંબે વખતે એક મીઠાં ખુશીના હસવાં સાથ તેનો ચહેરો ખુશી અને હરખથી ખીલી હયો, છતાં તેની કાળી તેજસ્વી આંખો આંસુઓથી ભરઈ ગઈ હતી. જે બેશક હરખનાંજ આંસુ કહેવાય. તે તે પ્યારા જવાનને પોતા ભણી ખેંચતાં ધીમા દબાયલા સાદે એટલુંજ બોલી શકયો.

"જા, મારાં પ્યારાં ફરજંદ, તું એકલોજ જઇને તારા ઉપકારના બદલામાં તે કીંમતી ગોહર મેળવી તેણી સાથ ફતેહ અને ખુશાથી પાછો ફર. તેટલાં હુ હયાંજ થોભુંછ. ખુદા તમો બંને વહાલાઓને લાંબી જીંદગી સાથ સુખ બક્ષે."

ને કહેવાની શું અગત છે કે તે પ્યાર ઘેલો જવાન એક દીવાના મીસાલ તુરતજ તે હોટલ તરફ ધસ્યો, ને થોડી મીનીટમાંજ પોતાની વહાલી ઝીલા સાથ હસ્તે ચહેરે સર ગોર્ડન સામે આવી ઉભો. જેમને જોઇ તે ભલા બાપે તે બંન્નેને રૂડા આશીષ દીધા ને એવી રીતે તેઓ ખુશ ખુશાલ લહેર કરતાં એથન્સનો કીનારો છોડી ઇંગલંડ હંકારી ગયાં અને હવે વાંચનાર તે સુખી જીવડાઓને સફળ સફર ઇચ્છી, આપણે પણ છુટાં પડશું.

**સમાપ્ત.**